'આપત્તિમાં ગયેલા મહાશયચક્રવર્તી પ્રથમ ન કરેલો એવો ઉદ્ધારભાવ વિસ્તારે છે. (જેમ) અગ્નિના મધ્યમાં ગયેલ કાલાગુરુ[1] ચારેપાસ અલૌકિક સુગંધ પ્રકટ કરે છે.' અર્થાત્ વિપત્તિમાં આવતા પહેલાં મહાજનોમાં જે ગુણ દેખાય છે, તેથી વિશેષ ગુણ વિપત્તિમાં આવેથી તેઓમાં લોકોપકારાર્થે પ્રકટ થાય છે.

લાર્ડ બેકન પણ કહે છે કે આપણામાં સદ્દગુણ હોય છે તે વિપત્તિમાં જ પ્રકાશે છે.

"Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed; for prosperity doth best discover vice, but adversity doth best discover virtue."

BACON.

'સદ્દગુણ છે તે અમૂલ્ય સુગંધિયો જેવા છે, જ્યારે તેઓને શળગાવવામાં આવે છે, કે કચરવામાં આવે છે, ત્યારે તેઓ અતિસુગંધપ્રદ થાય છે; કેમકે સંપત્તિ, દુર્ગુણને ઉત્તમ રીતિએ પ્રકાશે છે, પણ વિપત્તિ, સદ્દગુણને ઉત્તમ રીતિએ પ્રકાશે છે.'

આપણામાં એક કહેવતછે કે,-"સુખે સોની અને દુઃખે રામ" સંભારી લોકો તે સમીપ જાય છે. એનો લક્ષ્યાર્થ સમજિયે તો જણાય છે કે, જેટલું એક ક્ષુદ્ર સોનીમાં અને અમર શ્રીરામચંદ્રજીમાં અંતર છે, એટલું અજ્ઞાનસાથે કહેવાતી સુખની દશામાં, અને જ્ઞાન સાથે કહેવાતી દુઃખની દશામાં, અન્તર છે. સુખ નીચે પાડે છે અને, ઉપયોગ કરતાં આવડે તો, દુઃખ ઉંચે લઈ જાય છે.

(વિપત્તિનાં વિશેષ ફલ.)

જે દુઃસાધ્ય હોય છે તે બહુ કરી દુઃખદ્વારથી સુસાધ્ય થાય છે. કારણ તેવે સમયે મનુષ્યનું અન્તઃકરણ ઈશ્વરપ્રતિ અભિમુખ થાય છે. એથી દીનદયાલુ ઈશ્વર સમીપતમ પ્રતીત થાય છે. બ્રાહ્મણસ્વભાવી જર્મન-દેશમાં એક કહેવત છે કે:—

"When pangs are highest, Then God is nighest."

(An old German Proverb.)

**વેદના વિશેષ જહિં, ઈશ્વર સમીપ તહિં.**

એ યથાર્થ છે. દુઃખાગ્નિ સહન કરી રજસ્તમસ્‌ને હણી સાત્વિક

---

૧. કાલા અગરુનું લાકડું.

થવું એ એક તપ છે. તપે કરી શુદ્ધિ થાય છે. અને શુદ્ધ થયે શુભ સંસ્કારના પાત્ર થવાય છે. અને શુભ સંસ્કારથી સમર્થ થયે શુભ ફ્લની અને સુખની પ્રાપ્તિ થાય છે. એમ દુઃખમૂલક સુખ છે.

એથી વિપત્તિ ઉપયોગિની છે. મહત્તા સંપાદન કરવાની ઇચ્છા સર્વેને સ્વાભાવિકી હોય છે. આપણે અવતરિયે છિયે ત્યાંથી આપણું મર્ત્ય[1] શરીર, જ્ઞાત અજ્ઞાત,[2] વધતું જાય છે, તેમ આપણું શુભવાસનાનું શરીર પણ વધતું જાય છે; પરંતુ તેને પુષ્ટિકારક અન્નપાન મળતું નથી તો તેનો નાશ અકાલે થાય છે. આપણા એ શુભવાસનાના શરીરનું અન્નપાન,-ઉદ્યોગ, વિદ્યા, ઉન્નતેચ્છા, સુશીલતા, સદાચાર, પરોપકૃતિ આદિ-મહાશયતા[3] છે.

પૂર્વે કુલીના અને પ્રતાપિની પણ પછી વિધવા, રંકા વૃદ્ધા જેવી સ્થિતિમાં આવી પડેલી કોઇ એક માતા, પોતાના સુખની આશા પોતાના કોમલ બાલક ઉપર રાખી, દિન નિર્ગમન કરે છેઃ તેમ આપણી સ્વદેશભૂમિરૂપા માતા, તેના પુત્ર જે આપણે, તેઓના ઉપર આશા રાખી દિન નિર્ગમ કરે છે. તે આશા સફ્લા કરવા આપણે બહુ જ પુરુષપ્રયત્ન કરવાના છે. ફ્લની મહત્તાનુસાર પ્રયત્નની મહત્તા અપેક્ષિતા છે.

( દેશસેવા. )

પ્રથમ વિદ્યાથી આપણે પાત્ર થવું જોઇયે. અને પછી દેશમાતાની સેવામાં તત્પર થવું જોઇયે. દેશની સેવા અનેક પ્રકારે કરાય છે. દેશમાતાના સુખની વિવિધ પ્રકારે વૃદ્ધિ કરવાના તથા એ માતાનો અપકર્ષ અટકાવી ઉત્કર્ષ કરવાના અનેક ઉપાયો છે. તેમાં યથારુચિ યથાશક્તિ આપણ સર્વે-આબાલવૃદ્ધ, રંક રાજા, ઉપયોગી છિયે. કોઈએ સત્ત્વપ્રધાનગુણી થઈ, ઉત્તમાંગ મસ્તકમુખનાં કાર્યો-અધ્યયન અધ્યાપન[4] આદિએ-કરી દેશોન્નતિનાં સા-

---

૧. નાશ થઈ જવાને યોગ્ય એવો દેહ. ૨. આપણે વધિયે છિયે એ વાત ઉપર લક્ષ આપો કે ન આપો તોપણ. જાણે અજાણે. ૩. મોટો અભિપ્રાય, છંદ. Elevated aim ૪. ભણવું અને ભણાવવું. પોતે વિદ્યાભ્યાસ કરી શિષ્યોને વિદ્યાભ્યાસ કરાવવો.

ધન થવું જોઈએ; કોઈએ સત્ત્વરજઃપ્રધાનગુણી થઈ બાહુનાં કાર્યો-શસ્ત્રાસ્ત્ર ધારણ કરીને પ્રજાનું રક્ષણ, દાન આદિએ-કરી દેશોન્નતિનાં સાધન થવું જોઈયે; કોઈએ તમોરજઃપ્રધાનગુણી થઈ ઊરુનાં કાર્યો-વણિક્કર્મ, કલાકૌશલ્ય, ધનાર્જનસારૂ જલસ્થલમાર્ગે દેશવિદેશે પ્રવાસ, કૃષિ, પશુપાલન આદિએ-કરી દેશોન્નતિનાં સાધન થવું જોઈયે; કોઈએ તમઃપ્રધાનગુણી થઈ પાદનાં કાર્યો-નિષ્કપટસેવા, શિલ્પઆદિએ-કરી દેશોન્નતિનાં સાધન થવું જોઈયે; કોઈએ બ્રહ્મચર્ય પાલી વિદ્યાની ઉપાસનાથી, કોઈએ ગૃહસ્થ થઈ પરોપકારથી, કોઈએ રાગ-દ્વેષથી મુક્ત નિષ્કામી થઈ પ્રવાસથી તથા સદુપદેશથી, દેશકલ્યાણના સાધનભૂત થવાનું છે. એ પ્રકારે ગુણકર્મના વિભાગથી સૃષ્ટ વર્ણાશ્રમના એક કાર્યથી વા અનેક કાર્યથી સ્વશક્તિ અનુસાર સર્વે જનોએ સ્વદેશના ઉદય અર્થે ભગીરથ-પ્રયત્ન કરવાનો છે. જેમ ફલની ઉત્કૃષ્ટતાના પ્રમાણમાં ફલાકાङ्क્ષીએ પ્રયત્નના આધિક્યની અપેક્ષા છે એ સુપ્રસિદ્ધ છે, તેમ પુરુષપ્રયત્ને કરી સર્વ સુસાધ્ય છે એ સિદ્ધાન્ત છે. એથી સ્વધર્મકર્મનાં સંકલ્પપૂર્વક અનુષ્ઠાને કરી પરમ ઇષ્ટાર્થની પ્રાપ્તિમાં સતત પ્રયત્ન કરવો યોગ્ય છે. તેમાં એક વિચાર લક્ષમાં રાખવો કેઃ—સુખનો હેતુ સત્કર્મ છે; દુઃખનો હેતુ અસત્કર્મ છે. એથી પુણ્ય વા સત્કર્મવિષયે પ્રવૃત્તિમાં અને પાપ વા અસત્ કર્મથી નિવૃત્તિમાં પ્રયત્ન કરવો. પુરુષપ્રયત્ન સર્વાર્થસાધક છે. તેમાં જ્યાં વ્યભિચાર-કાર્યકારણભાવભંગ-દેખાય છે ત્યાં, યથાયોગ્ય સાધનની સંપત્તિના વૈકલ્યનો દોષ હોય છે, એવો નિર્ણય છે.

યોગવાસિષ્ઠમાં રામચંદ્રપ્રતિ વસિષ્ઠમુનિ વદે છે કેઃ—

**“ सर्वमेवेह हि सदा संसारे रघुनन्दन ।**
**सम्यक् प्रयत्नात्सर्वेण पौरुषात्समवाप्यते ” ॥**

‘હે રઘુનન્દન રામ! આ સંસારમાં યોગ્ય પ્રયત્નથી અને પૌરુષથી નિશ્ચય સર્વે (જનોએ) સર્વ (પદાર્થ) સારી રીતિએ સદા પમાય છે.’

એવો સિદ્ધાન્ત ઉપદેશી પછી એજ મુનિ આજ્ઞાપે છે કેઃ-

"शीघ्रमुत्तिष्ठ भद्रं ते नियतं कर्ममाचर ।
न कालमतिवर्त्तन्ते महान्तः स्वेषु कर्मसु" ॥

यो. वा. उपशमप्रकरण. सर्ग. १० श्लो. ९

'શીઘ્ર ઉઠ. તારૂં કલ્યાણ છેઃ નિયત[1] કર્મને આચર. મહાન્ત જનો પોતાનાં કર્મોમાં કાલને વીતવા દેતા નથી.'

આપણ સર્વેએ એ જ આજ્ઞાનુસાર વર્તવું. શુભકર્મો શીઘ્ર આરંભી પ્રયત્ન અને પૌરુષવતે પુરુષાર્થ સિદ્ધ કરવા તત્પર થવું એજ કલ્યાણકારી છે.

(વિદ્યાવૃદ્ધિ.)

આપણા વ્યાપારી તથા વિદ્વાન્ રાજ્યકર્તાની છાયામાં, વિદ્યા સંપાદન કરી, દેશસમૃદ્ધિની વિવૃદ્ધિ કરવી, એ બહુ અનુકૂલ છે. બીજા પ્રકરણમાં ગમે તેવા મતભેદ હશે, પરંતુ વિદ્યાવૃદ્ધિ કરવી એ લાભકારક છે એ સર્વસંમત છે, એટલું જ નથી, પણ અવે વિદ્યાના વિસ્તરનો અને વિદ્યાના વેગનો પ્રતિબંધ પણ કોઇથી થઇ શકે એમ નથી. વિદ્યાવૃદ્ધિનો યંત્ર ગતિમાં આવ્યો છે. આ ચાલતા અર્ધ શતકમાં જ કેટલી વૃદ્ધિ થઇ છે તે જોઇયે. આ લેખકે ભણવાનો આરંભ કર્યો તેવામાં, સન ૧૮૫૪ માં, આપણા દેશમાં ૫૦૦ શાલા-મહાશાલાઓ હતી; અને તેમાં માત્ર ૪૩,૫૦૦ સર્વ મળીને વિદ્યાર્થીઓ હતા. આ લખતી વેલા જણાયછે કે સન ૧૮૭૨ સુધીમાં ૩૭૦૦૦! શાલા અને મહાશાલાઓ થઇને છે; અને તેમાં ૧૨,૫૦,૦૦૦! વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે; અને તમે લખતા થશો ત્યારે, એ સંખ્યા વધી કોણ જાણે કેટલીએ થઇ હશે.[2] એ વૃત્તાન્ત બહુ આશાજનક છે. યુરોપના

૧. વિચારપૂર્વક નિયમ કરેલા. ૨. આ લેખની તૃતીયા આવૃત્તિ થતા પહેલાં સન ૧૮૮૨-૮૩ માં ઉપર લખેલી સંખ્યા વધીને ૧,૦૯,૨૧૬ શાલા મહાશાલાઓ થઇ હતી; અને તેમાં ૨૭,૯૦,૭૭૩ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. અર્થાત્ આ દેશના એકેક ૮ માઇલના ક્ષેત્રફલે એક શાલા હતી. પરન્તુ આપણા દેશની વસતિની સંખ્યા દૃષ્ટિમાં રાખી ગણતાં, ૭૧ મનુષ્યે માત્ર એક વિદ્યાર્થીનું પ્રમાણ આવતું. આ ચતુર્થાવૃત્તિ પૂર્વે સન.

દેશો કરતાં આપણે પશ્ચાત્ છિયે ખરા, તો પણ પ્રમાણમાં તેઓના કરતાં આપણે અહિં વિદ્યાભ્યાસની વૃદ્ધિ વધારે થતી જાય છે, એ સંતોષકારક છે. તે સાથે વિદ્યાની અવરજા[1] કલાકૌશલ્યની વૃદ્ધિ યથેચ્છ નથી એ સારૂ અધિક પ્રયત્નની અપેક્ષા છે.

દેશની સંપત્તિના સંપાદક આપણે પ્રથમ વિદ્યાદિથી યોગ્ય થવું, એ સંપત્તિદેવીના વાહનનું એક ચક્ર છે, પછી સ્વતંત્ર ઉદ્યોગ આદરવો અથવા રાજ્યસંબંધમાં આવવું એ બીજું ચક્ર છે.

એ વિદ્યા તથા ઉદ્યોગરૂપ ચક્રદ્વયવાન્ રથમાં આરૂઢ થઈ જેઓ શરીરસંપત્તિની દેવી મહાકાલી, વિદ્યાસંપત્તિની દેવી મહાસરસ્વતી, અને દ્રવ્યાદિસંપત્તિની દેવી મહાલક્ષ્મી, એઓને સ્વદેશમાતા પાસે પધરાવવા પુરુષપ્રયત્ન કરે છે, તેઓને ઈશ્વરકૃપાથી ફલસિદ્ધિ મળે છે. શ્રીલક્ષ્મીનો વાસ રાજદ્વારમાં તથા વ્યાપારમાં ગણાય છે.

“ राजद्वारे महालक्ष्मीर्व्यापारे वसति तथा ”

તે રાજ્યદ્વાર આપણે અર્થે આપણા રાજ્યકર્તાની રાજ્યસભાએ (Parliament) ઉદાર મનથી સન૧૮૩૩ના વર્ષમાં ધારા બાંધીને, અને તે પછી સન૧૮૫૮માં આપણાં તત્રભવતી મહારાજ્ઞીએ ઘોષણપત્રવતે ખુલ્લું કર્યું છે.[2] તેમાં કેટલાક સંકુચિત

---

૧૮૯૨ પર્યન્તનો વૃત્તાન્ત રાજપત્ર–ગવર્નમેન્ટ ગેઝીટ આવ ઇન્ડિયા–The Gazette of India. માં તા. ૧૨ સેપ્ટેંબર સન ૧૮૯૪ માં પ્રસિદ્ધ થયો છે તેથી જણાય છે કે:—પૂર્વોક્ત સંખ્યા વધીને શાલા મહાશાલાઓની સંખ્યા ૧,૪૪,૬૯૯ ની થઈ હતી અને તેમાં અભ્યાસક વિદ્યાર્થીઓની સંખ્યા ૩૯,૬૬,૨૬૭ ની ગણાઈ હતી.

૧. પછીથી જન્મેલી, નહાની બહેન.

૨. “That no native of the said territories (India), nor any natural-born subject of His Majesty resident therein, shall, by reason only of his religion, place of birth, descent, colour, or any of them, be disabled from holding any place, office, or any employment under the said Government.” (Act 3. & 4. Wm. IV., c. 85., S. 87.)

મનવાલા આ દેશના પુત્રોનો પ્રવેશ યથેચ્છ[1] થવા દેવામાં દ્વારપાલવત[2] વિઘ્ન નાખે છે. તોપણ દિવસે દિવસે ઉચ્ચ મનના તથા ઉચ્ચ પદવીના રાજ્યકર્તા લોકો ઉદાર વચન બોલતા આવે છે અને આશા આપતા દેખાય છે. અવે **મહારાણીનું** જે વચન સંકુચિત મનવાળા માણસો **વિચારમાં** રાખવા ઇચ્છે છે, તે વચન આપણે યથાર્થ ઉદ્યોગ કરીશું તો, ઉદાર ઉચ્ચ બ્રિટિશ લોકના સાહાય્યથી **આચારમાં** અણાવાશે અને તત્રભવતી મહારાણીની પ્રતિજ્ઞા પલાઈ તે સત્યસન્ધા[3] ગણાશે, અને તે, તે ધન્યવાદને પાત્ર તો છે અને અધિક પાત્ર થશે. એ પ્રતિજ્ઞા સફલા થવામાં બે વિરોધિની વાર્તાની અપેક્ષા છે:—એક તો કેટલાક વર્તમાન અધિકારીઓની સંકુચિતા દૃષ્ટિ છે તેરૂપ પ્રતિબંધક વસ્તુનો અભાવ, અને બીજું આપણામાં અધિક યોગ્યતારૂપ ઉત્તેજક વસ્તુનો ભાવ. અન્તે રાજ્યભક્ત અધિકારીઓ દૂરદૃષ્ટિથી આપણને ન્યાય દેવામાં અનુકૂલ થશે એમ વિશ્વાસ છે. 'વિદ્યાભ્યાસથી, સામર્થ્યથી અને સંપૂર્ણતાથી કાર્યભારની અને અધિકારની યોગ્યતા' પ્રાપ્ત કરવી એ ઉત્તેજક વસ્તુ આપણે પ્રાપ્તવ્ય છે. એ પ્રાપ્યા પાત્રતામાં આપણો પ્રમાદ એ આપણો જ દોષ છે. યોગ્ય થઈ [4]ઇચ્છા કરવી એ સફલા થાય છે. આપણા અભ્યુદયનો આપણા ઉપરિ જ આધાર છે એ સદા લક્ષમાં રાખવું.

તત્રભવતી **મહારાણીના** [5]સામ્રાજ્યરૂપ અંગીના આપણે એક મુખ્ય શોભન અંગ છિયે. આપણા ગ્રેટબ્રિટનસ્થ બાન્ધવો જે જે યોગ્યતા, સત્તા, [6]સ્વત્વ, અધિકાર, સ્વતંત્રતાદિ ભોગવે છે, તે

---

H. M. the Queen's Proclamation.
(*1st November 1858.*)

"And it is our further will that, so far as may be, our subjects, of whatever race or creed, be freely and impartially admitted to offices in Our service, the duties of which they may be qualified by their education, ability, and integrity, duly to discharge."

૧. ઇચ્છા પ્રમાણે, જેવો જોઇયે તેવો. ૨. દરવાજે ચોકી કરનાર જેવા.
૩. વચનપાલિકા, આપેલા વચનનો ઉદ્ધાર કરનારી.
૪. Deserve and desire. ૫. મહારાજ્ય. Empire. ૬. હક. Rights.

સર્વના આપણે પણ સમભાગી છિયે, એ નિર્વિવાદ અને નિઃસંશય છે. એમ સમભાગી સતે દુર્ભાગ્યથી અહુણા ન્યૂનભાગી છિયે એ ખરૂં, પરંતુ આપણામાં વિદ્યાવીર્યવ્યાપારાદિજનિત સામર્થ્ય આવેથી આપણે પ્રાપ્તપ્રાપ્તવ્ય થઈશું જ.

આપણા ઉપરિ રાજ્યકર્તા લોકના અને તત્રભવતી મહારાજ્ઞી વિક્ટોરિઆ(વિજયિની)ના રાજ્યપ્રસંગી વિચારો ઉત્તમ રામરાજ્યના વિચારાચાર જેવા છે. જેનો સમુદાયાર્થ કંઈક આવો છેઃ–

યથા રાજા તથા પ્રજા.
પ્રજાની પ્રીતિ એ ઉત્તમરાજ્યનીતિ.
પ્રજાની ભક્તિ એ જ રાજ્યની શક્તિ.
પ્રજાની ઋદ્ધિ એ જ રાજ્યની સિદ્ધિ.
પ્રજાનું હિત એ જ રાજ્યનું વિહિત.
પ્રજાશ્રી સબલા તો રાજ્યશ્રી સફલા.
પ્રજાનો સન્તોષ એ રાજ્યનો સત્કોષ.

ઇત્યાદિ આશયના ઉત્તમ વિચારો, આપણા રાજ્યકર્તાના પણ, વારંવાર પ્રત્યક્ષ–પરોક્ષ કર્ણગોચર થાય છે. તત્રભવતી મહારાજ્ઞીનાં વરદ વચનોનો, તેના જ અત્રસ્થ રાજપ્રતિનિધિઓએ પ્રસંગોપાત્ત, અનુવાદ કરી, તેઓને સુસ્થિર કર્યાં છે. એ ઉપરથી જોશો કે આપણા રાજ્યકર્તા કેવા ઉદાર અને લોકારાધનતત્પર છે. આપણી અનેક આપત્તિઓમાં એ એક સંપત્તિની સુખસરણિ છે. એવા સારા રાજ્યકર્તા સાથે સંબંધ એ મંગલસૂચક છે. આધુનિક સમયમાં ઉત્તમ ગણાતો એક સિદ્ધાન્તઃ—

'No Taxation without Representation'.

**'નહિ પ્રજાપ્રતિનિધિ જહિ, નહિ રાજકરવિધિ તહિ.'**

એ પણ એજ ઉદાર લોકનું વચનામૃત છે.[1]

---

૧. H. M. The Queen's Proclamation. 1st November. 1858.
"It is Our earnest desire to stimulate peaceful industry of India, to promote works of public utility and improvement, and to administer its Government for the benefit of all our subjects resident therin. In their prosperity will be our strength; in

(વિદ્યાભ્યાસનું ફલ.)

આ પ્રસંગે એક વિચાર સદા સ્મરણમાં રાખવાની બહુ આવશ્યકતા છે. વિદ્યાભ્યાસનું ફલ રાજ્યસંબંધમાં આવી રાજ્યસેવા કે અન્યસેવા કરવામાં જ છે, એમ બહુ જનોના સમજવામાં હોય એમ પ્રતીત થાય છે, પરંતુ એ બહુ હાનિકારક ભૂલ છે. આપણા મનુ તો પરસેવાને એટલી હીના ગણે છે કે, તેને **શ્વવૃત્તિ** નામ કુતરાના જેવું જીવન કહે છે. અને આપણા રાજ્યકર્ત્તાના પંડિતોનું પણ તેના જ જેવું પરસેવા વિષે નીચું મત છે. બીજી સેવા કરતાં રાજ્યસેવા ઉંચી છે; કારણ તેમાં બહુ લોકનું કલ્યાણ કરવા સમર્થ થવાય છે. પણ એક રાજ્યસેવા એ જ પુરુષાર્થ છે એમ માનવું એ કેવલ અજ્ઞાનદર્શક છે. આપણામાં કથન છે કેઃ—

**"ઉત્તમા કૃષિ[1] મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠા સેવા."**

એ બીજા બહુ સારા ઉપદેશો જેવો, એક અનુભવથી ઉત્પન્ન ઉપદેશ છે. જે હેતુ અને આશાથી રાજ્યસેવા સારૂ આપણામાંના બહુજનો વલખાં મારે છે, તે હેતુ અને આશા, ઉપરના ઉત્તમ, મધ્યમ, માર્ગે ચડ્યાથી ઓછાં સિદ્ધાર્થ થાય એમ નથી. આપણા રાજ્યકર્ત્તાઓનું મુખ્ય વિશેષલક્ષણ[2] તો વ્યાપાર જ છે; અને યુરોપમાં તેઓ જેવા વ્યાપારીની સંજ્ઞાથી[3] અધિક પ્રસિદ્ધ છે તેવા રાજ્યકર્ત્તાની કે બીજી સંજ્ઞાથી પ્રસિદ્ધ નથી. અને વ્યાપાર કરતાં કરતાં પણ યોગ્યતા, સમય, અને શક્તિ હોય તો, રાજ્યસંબંધ ક્યાં નથી રખાતો? પરસેવાનાં જેટલાં દૂષણ છે તે જઈ, રાજ્યસેવાનાં જેટલાં ભૂષણ છે તે, વ્યાપારી થઈ રાજ્યસંબંધ રાખ્યાથી પ્રાપ્ત થાય છે. એટલા ઉપરથી જ જોવામાં આવશે કે સેવાથી વ્યાપાર સુતર(better)છે. આપણા રાજ્યકર્ત્તા લોકોમાંના બહુએ તો વ્યાપારી થઈ રાજ્યસંબંધ રાખેથી જ, દેશની સેવા કરી મહાજનોનાં પદ મેળવ્યાં છે. પ્રત્યક્ષપ્રમાણ જોવું

---

their contentment our security; and in their gratitude our best reward. And may the God of all power grant to us, and to those in authority under us, strength to carry out these our wishes for the good of our people."

૧. ખેતીવાડી. ૨. Characteristic. અગાડી પડતો ગુણ. ૩. નામ, નીશાન.

હોય તો આપણા આ દેશમાં આજ બ્રિટિશલોક રાજ્ય ભોગવે છે, તેઓ, પ્રથમ કેવલ વ્યાપારીના વેષમાં જ અત્ર આવ્યા હતા. અને વ્યાપાર કરતાં કરતાં તેઓએ સર્વોપરિ રાજ્યરત્ન સંપાદન કર્યું છે. વ્યાપારનાં ફલ કેવાં છે, તે, એઉપરથી જ માત્ર જુઓ તો સંપૂર્ણ છે. આજ જ આપણા રાજ્યકર્તાલોકના દેશના પ્રધાનોમાંના બહુ પુરુષો વ્યાપારી વર્ગના છે. આપણે એકલી પરસેવા કરવામાં જો મહત્તા માનિયે તો, તેમાં કેવી ભૂલ છે, તે, એ વ્યાપાર સંબંધમાંના સંક્ષેપ પણ સૂચક વિચારથી, સ્પષ્ટ જણાશે. અને એવી જ રીતિએ કૃષિકર્મ, કલાકૌશલ્ય આદિ વિષે વિવેક કરે સમજાશે.

(વિદ્યાનો વિશેષ મહિમા.)

આપણા દેશનો ઉદય થઈ તે સમર્થ થવામાં નાનાપ્રકારના ગુણ અને લક્ષણયુક્ત મનુષ્યોની આવશ્યકતા છે. કોઈએ વિદ્યામાં તો કોઈએ કલામાં, કોઈએ શસ્ત્રમાં તો કોઈએ શાસ્ત્રમાં, કોઈએ કૃષિમાં તો કોઈએ વ્યાપારમાં, કોઈએ રાજ્યસેવામાં તો કોઈએ પરસેવામાં, એવા એવા અનેક વિષયોમાં પોતાની રુચિપ્રમાણે પ્રત્યેક જને કુશલતા મેળવવી જોઈયે. એ સર્વ અંગોનો ખપ છે. અમુક જ વિષયમાં પ્રવીણતા મેળવેથી જ મહત્ત્વ મળેછે એમ નથી. મહત્તાએ પહોંચવાના અનેક માર્ગ છે. દીર્ઘદૃષ્ટિ અને એકનિષ્ઠા રાખી આગ્રહપૂર્વક ગમે તે એક સારે માર્ગે જે વધ્યાં જાય છે તે અન્તે મહત્તાએ પહોચે છે, એ નિઃસંશય છે. પરંતુ એ નાનાપ્રકારના સર્વ વિષયોમાં પ્રવીણતા મેળવવામાં વિદ્યાની અનિવાર્ય અપેક્ષા છે. વિદ્યા એ જલને સ્થાને છે. આપણા અંગના પોષણસારૂ જે અનેક ધાન્યોની અપેક્ષા છે, તે ધાન્યો અનેક પ્રકારનાં હોય છે; પણ તે સર્વને ઉત્પન્ન થતાં જેમ જલની આવશ્યકી અગત્ય પડે છે, તેમ આપણા દેશનું પોષણ કરી તેને પ્રતાપી કરવામાં, નાનાપ્રકારના વિષયોમાં નિપુણ થતાં આપણ સર્વને વિદ્યાજલની અનિવાર્ય અપેક્ષા છે. આપણા સ્વીકારેલા રુચિકર વિષયને પુષ્ટિ આપનાર વિદ્યા છે. વિદ્યારૂપ જલની પુષ્ટિ વિના કોઈ કર્મ ઉગી ફલ આપવાનું નથી. ગમે એવો ઉચ્ચ વિષય હોય કે ઉચ્ચ કર્મ હોય પણ

જીવદ[1] વિદ્યાજલ નથી હોતું તો, તે નિર્વિત્ત અને શુષ્ક[2] દેખાય છે; અને તે ઉપર પુષ્પફલ તો આવતાં જ નથી. તેથી ઉલટું સાધારણ વિષય કે સાધારણ કર્મ હોય છે તેમાં, જો વિદ્યાજલથી પુષ્ટિ થઈ હોય છે તો, તે પ્રફુલ્લિત થઈ મનોહર થઈ રહે છે. એવો વિદ્યાનો મહિમા છે. આ સંસારમાં અનેક ધંધા છે. એક પશુપાલકથી તે રાજ્યપાલક પર્યન્ત સર્વમાં, વિદ્યાથી મળેલી સમજણ સાથે કર્મ કરવામાં આવે છે તો, તે બહુ દીપી નીકળે છે અને ગુણકારી થાય છે. વિદ્યા જેને મળે છે તેને બલવાન્ અને ગુણવાન્ કરેછે.

વિદ્યા એવી બહુ ગુણિની તથા ગુણદાત્રી છે. આ જગત્માં બહુ પ્રકારની બાહ્યની અનુકૂલતા વિદ્યા મેળવી આપે છે, એ તો સર્વના જોવા જાણવામાં છે; પરન્તુ એમાં જ વિદ્યાનું ફલ સમાપ્ત થાય છે એમ નથી. એ તો માત્ર વિદ્યાનાં ઉપફલ[3] છે. વિદ્યાનું પ્રધાન ફલ તો તે વિદ્યાનો પરાવિદ્યામાં પરિપાક થયે સુખદ જ્ઞાનાવસ્થાનો આવિર્ભાવ થઈ, મનને જે સુખશાન્તિ મળે છે, તે છે. તે પ્રધાન ઉચ્ચ પકવ ફલ સર્વને સાધ્ય નથી. પરંતુ જે પુરુષોએ ઉચ્ચ વિદ્યાફલ પ્રાપ્ત કરાય છે, તે મહાપુરુષોના સુખની સીમા નથી. આ જગત્માં સર્વનો અન્ત છે, પરંતુ વિદ્યાનો કિંવા જ્ઞાનનો અન્ત નથી. અને અનન્ત જ્ઞાનનાં સુખફલ પણ અનન્ત જ છે. પરમપૂજ્ય **વ્યાસ** અનુગીતામાં વદે છે કેઃ–"ज्ञानस्यान्तो न विद्यते." એ યથાર્થ છે. એ અનુપમ વિદ્યાદ્વારા પરમજ્ઞાન પામી આત્યંતિક[4] સુખમાં મગ્ન થયેલા જે મહાત્માઓ, તેઓની સુખમયી જ્ઞાનાવસ્થા એવી અલૌકિકા અને અગમ્યા[5] હોયછે કે, અન્યને તેનો ભાસ પણ થવો દુર્લભ. ઉચ્ચ વિદ્યા અથવા જ્ઞાન કેવું શ્રેષ્ઠ છે તે વિષે શ્રીકૃષ્ણપરમાત્મા પોતાના પરમમિત્ર **અર્જુન** પ્રતિ ગીતામાં ગાય છે કેઃ—

**"सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते"**

અ૦ ૪–૩૩.

'હે અર્જુન ! અખિલ સર્વકર્મ જ્ઞાન વિષે અતિશય સમાપ્તથાય છે.'

---

૧ જીવ આપે એવું. ૨ જીવ વગરનું, અને સુકું. ૩. બીજા અંકનાં–ઉતરતાં ફલ. ૪. અંતનું. છેવટનું. જેનાથી બીજું કશું વધારે નહિ એવું. ૫. બીજા સાધારણ મનુષ્યથી સમજાય નહિ એવી.

"सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि"

भ. गी. अ. ४—३६

'જ્ઞાનરૂપ નૌકાએ જ સર્વ પાપ-દુઃખ-સાગરને તું તરીશ.' એવું જ્ઞાન શિરોમણિ છે. વળી તે જ્ઞાનીની સ્થિતિ કેવી સુખમયા થાય છે તે વિષયે વદે છે કેઃ—

"यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः"

भ. गी. अ० ६–२२.

'જે આત્મસુખનો લાભ પામીને તેથી અધિક અપર લાભ છે એવું (તે વિદ્વાન્) માનતો નથી.'

એવો પરાવિદ્યાનો અપ્રતિમ લાભ મેળવવા વિદ્યાદેવીનો અનન્ય ભક્ત હોય છે તે જ માત્ર પાત્ર થાય છે. અનન્ય વિદ્યાભક્ત કેવા હોય છે તેવિષે એક ઇંગ્લિશ પંડિત ઉચ્ચરે છે કેઃ—

"The purpose of his life—its end and aim—
The search of hidden truth. Careless of fame,
Of empty dignities, and dirty pelf,
Learning he loved, and sought rher fo herself."

'જેના જીવનનો આશય-તેનો અન્ત અને લક્ષ્ય-ગુપ્ત સત્યનું નિરીક્ષણ એજ છે. કીર્ત્તિ, ખાલી પદાભિમાન, અને મલિન તુચ્છ ધન વિષે તો, જેને અપેક્ષા જ નહિ, જે વિદ્યામાં આસક્ત થાય છે અને વિદ્યાને અર્થે જ વિદ્યાને સંપાદન કરવા ઇચ્છે છે.' જ વસ્તુતઃ વિદ્યા-ઉપાસક છે.

તમારે પણ એ ઉત્તમોત્તમ લાભની ઇચ્છા હોય તો, પૂર્વોક્ત માણે લક્ષ રાખી એકનિષ્ઠાએ વિદ્યામાં તલ્લીન[1] થઈ જવા તીવ્રત્તે રાખવી. તો તેનું અલૌકિક સુખ તમને અન્તે મલશે જ.

આપણે, પદવીમાં નીચ ઉચ્ચ ગમે તેવું કાર્ય કરતા હઈશું, પણ વિદ્યા સહિત હશે તો, તેવું ઉત્તરતુ કાર્ય, અન્ય વિદ્યા રહિત ચ્ચ કાર્યની તુલના કરી શકે એવું થશે. ઉચ્ચતાનો આધાર

---

૧ તેમાં એકમેક અથવા ગળી ગયા જેવાં થઇ જવું.

કાર્યની જાતિઉપર નહિ કિન્તુ તેને સન્માર્ગે યથાર્થ સંપૂર્ણ કરવા ઉપર છે. વિદ્યામાં મુખ થયા પછી, દેશ કાલ અને અવસ્થાને અનુસરતા જે કાર્યમાં પડિયે, તેમાં સર્વ લક્ષ આપી, સન્માર્ગે તે કેમ સંપૂર્ણ થાય, તે ઉપર જ દૃષ્ટિ રાખવી. તેમ કરવા આપણે યોગ્ય થયાથી, તેના આધારે દેશની સેવા કરવામાં સમર્થ થવાય છે.

ગ્રેટબ્રિટનમાં નીચ ઉચ્ચ અનેક ક્રમના ઉદ્યોગથી જીવનોપાય કરનારાઓ પ્રજાના પ્રતિનિધિ થઈ રાજ્યસભા (પાર્લિઅમેન્ટ) માર્ગે રાજ્યસંબંધમાં આવી સ્વદેશની સેવા કરે છે અને મહત્તા મેળવે છે. તે જ રાજ્યના રક્ષણમાં અહુણા આપણે છિયે. તો એ લાભ આપણને કંઈ પણ અલભ્ય નથી. એ વિના બીજી પણ અનેક રીતિએ જો પાત્ર થઈયે તો, દેશની સેવા કરી શકાય છે.

આપણે જે મહત્ કર્તવ્ય કરી મહત્ત્વ પામવાનું છે તે બહુ લોકને અલભ્ય એવો, આપણી [1]અભીપ્સિતા સુજનતા તથા મહત્તાનો સુ-ઉદ્ધાર અને તે દ્વારા આપણા પ્રિય દેશનો સત્ય ઉદય, તથા વિજય છે.

(ઉદયસારૂ ભગીરથપ્રયત્ન.)

એ લોકહિત કરી એક મહાઉચ્ચ અને અમૂલ્ય પુરુષાર્થનું સંપાદન કરવા સારૂ, અનેક વિકરાલ[2] વિપત્તિઓના સંમુખ થવાનું છે; અનેક પ્રતિબંધો તોડવાના છે; અનેક સંકટો સહન કરવાનાં છે; અને અનેક લાભોના ભોગ આપવાના છે; અનેક કપટી લાલચોના પાશથી વંચવાનું છે; અને અનેક દશાન્તરો[3] એકનિષ્ઠાથી વટાવવાનાં છે; અને સંક્ષેપમાં તનુ મન ધનનાં અનેક બલિદાન દઈ યથાર્થ **ભગીરથપ્રયત્ન**[4] કરવાનો છે. પરંતુ એ સર્વ

---

૧ સર્વ પ્રકારે બહુ ઇચ્છેલી મોટાઈ અને સારાપણું Goodness and Greatness. ૨ બીહીની જવાય એવી મોટી હરકતો. ૩ સુખ દુઃખની હાલતો. ૪ ભગીરથપ્રયત્ન નામ ભગીરથે સફલ કરેલો પ્રયત્ન. ભગીરથ નામે રાજાના પૂર્વજોએ ગંગા આણવા જે કાર્ય આરંભ્યું હતું તે ભગીરથે પ્રયત્નથી સિદ્ધ કર્યું તેમ. જે કામ માથે લેવું તેમાં મરતા સુધી પોતે મંડયાં રહેવું અને પછી પોતાની પ્રજાને સોંપતાં જવું, તેઓ પાછું તેની પ્રજાને સોંપે, એમ ઉત્તરોત્તર બહુ પેઢીએ પણ કર્મ સિદ્ધ કરવું તે.

અનુષ્ઠાનનું પરિણામ–ફલ, અસંખ્ય લોકનું હિત, સુખ, સન્તોષ, આનંદ આદિ છે; તથા [1]સાધુ, સાધુ; ધન્ય, ધન્ય, ધન્ય, એવા સજ્જનોને સદા પ્રિય મનોરંજક શબ્દોની તુષ્ટિપુષ્ટિકર વૃષ્ટિ છે; વલી વિશેષમાં આપણે ઉંચી પ્રકૃતિના હઈયે તો તે માર્ગે મધ્યે મધ્યે પણ, ઉત્સાહ આશ્વાસન અને આશાવર્ધનની સુવાસિત લહરિઓ આવી ઉત્તેજિત સબલ અને સુખી કરે છે.

> "The merchant who towards spicy regions sails,
> Smells their perfume far off, in adverse gales;
> With blasts which thus against the faithful blov
> Fresh odorous breathings of God's goodness flow
>
> BISHOP KEN.

'જેમ સુગંધી દેશો પ્રતિ જે વ્યાપારી જલમાર્ગે જાય છે, તેને બહુ દૂરથી તેઓનો સુગંધ, સંમુખ પવનમાં, આવેછે, તેમ વાયુના સપાટા, સત્યપ્રતિજ્ઞ સામે એ પ્રકાર વાય છે, તે સાથે ઈશ્વરના અનુગ્રહના અભિનવ સુગંધી પવનો પણ વહે છે.' (જે વિશ્વાસીને સુખી રાખે છે.)

આ ઉપોદ્‌ઘાતરૂપ લેખમાં વિશેષ લખતાં અતિ વિસ્તરનો દોષ આવી જાય છે; એથી અવે અહિં વિરમવું પડે છે. અસ્તોદય સર્વેને કેવો સહજ[2] છે, તેમાં કેવા કેવા મહજ્જનો આવી ગયા છે, તેમાં તેઓ કેમ વર્ત્યા છે; નિરન્તર વર્તતા અનિવાર્ય અસ્તોદયમાં કેવા વિચાર, ઉચ્ચાર, આચાર, અને વ્યવહાર લાભપ્રદ છે; તેમાં કેમ વર્ત્તવું; અસ્તોદય વિષે અનુભવી પંડિતોના કેવા સિદ્ધાન્તો છે; તે અસ્તોદયની દશા ભાગ્યશાલીને જ પ્રાપ્ત થાયછે; એ આદિ અવે આગળ વાચતાં આપના જાણવામાં આવશે. એ વિષય સુગમ નથી. વિદ્યામાં અને વયમાં વધી, કેટલુંક જગતનું અનુભવજ્ઞાન થયા વિના, એવા વિચારો યથાર્થ સમજાતા નથી; એ ખરૂં છે. તથાપિ આજ તમારા મન ઉપર તેનો આકાર આલેખાયો હશે તો, તેમાં પાછળથી અનુભવનો રંગ ભરાશે એવી આશા છે; તથા આપણા દેશનો ઉદય થવામાં, ઈશ્વર તમને

---

૧ અભ્યુદયપાત્ર. સાબાશ. ૨ સાથે જન્મેલો.

નિયોજે, અને એ મહત્કાર્યમાં એક સાધનભૂત થવાની સ્થિતિમાં તમે આવો, તેથી, તમારે અસ્તોદયના ઝપાટામાં આવવું પડે તે સમયે તમારે સદ્બુદ્ધિથી અને ઉત્સાહથી કેવા પ્રકારના પ્રયત્નો કરવાના છે, તથા તેમાં અનુગ્રાહી સર્વજ્ઞ ઈશ્વર ગમે તે ફલ આપે તેમાં સંતોષ માની, તમારે અંતઃકરણ કેવું નિષ્કપટ એકનિષ્ઠ, ઉચ્ચ, વિશુદ્ધ અને શાન્ત રાખવાનું છે, તેનો કંઈક આભાસ પણ તમારા લક્ષમાં રહેશે.

એ સર્વ યોગ્યતાનો પ્રધાન આધાર વિદ્યા કિંવા જ્ઞાન ઉપર છે, જેના આપ સર્વ અર્થી અને ઉપાસક છો. સ્વાર્થ તથા પરમાર્થમાં જ્ઞાન એ જ સુખનું સાધન છે; અને અજ્ઞાન એ જ દુઃખનું મૂલ છે, એ સિદ્ધાન્ત છે.

વસિષ્ઠમુનિ વદે છે કેઃ—

**"अज्ञस्य दुःखौघमयं ज्ञस्यानन्दमयं जगत् ।**
**अन्धं भुवनमन्धस्य प्रकाशं तु सचक्षुषः ॥"**

'જેમ આ જગત્ અન્ધ જનને અન્ધકારમય છે અને નેત્રવાન્ જનને પ્રકાશમય છે તેમ આ જગત્ અજ્ઞાનીને દુઃખના સમૂહમય છે અને જ્ઞાનીને આનંદમય છે.'

(ઈશ્વરપ્રાર્થના.)

ઈશ્વરને પ્રાર્થના છે કેઃ—તમારા ઉપર જે દેશોદયની શુભ આશા બાંધવામાં આવી છે તે સિદ્ધ કરવા **જગત્ત્રાતા કૃપાલુ પ્રભુ** તમને સર્વને એકોદ્દેશી એકસંમત સત્યસંકલ્પ અને સમર્થ કરો; અને તમે વિદ્વાન્, દેશભક્ત, સદ્ગુણી, સુશીલ, સુખી અને જ્ઞાની થઈ પુરુષાર્થચતુષ્ટય સિદ્ધ કરી કૃતાર્થ થાઓ. તથાસ્તુ.

ચંદ્રક્રીડા છંદ (ના લયાનુસાર.)

કરે સિદ્ધ યૂરોપના શોધકો સાક્ષી વિવિધ[1] જોઈ,
સુવિદ્યાકલાવૃક્ષની મૂલ ભૂમિ હતી આ[2] જ સોઈ;
રસાલી, રુચિરા શુભા, ઋદ્ધિ[3] સિદ્ધિ ભરેલી, રૂપાલી,
ભરતવર્ષની ભૂમિ, સર્વાર્થદા સારી, ને શક્તિવાળી. ૧

---

૧ તરેહ તરેહની, જુદી જુદી. ૨ આપણો દેશ જ. ૩ સંપત્તિ વધવાની શક્તિ અને જય આપી સુખી કરનાર શક્તિ.

પ્રથમેં આર્ય લોકે જહિં બીજ વાવ્યાં સુવિદ્યાકલાનાં[૧],
સિંચીને વધાર્યાં, પછી પુષ્પ પામ્યાં બહુ તેહમાંનાં;
થયો કોપ એ કાલ દુર્દૈવયોગે, કુસંપો જ પેઠા,
તહિં બુદ્ધિ શુદ્ધિ સુવૃદ્ધિ રૂંધાઈ પડ્યા સર્વ હેઠા. ૨

ગયા કો[૨] પ્રવાસે, લઈ રોપ વિદ્યાતણા પશ્ચિમે[૩] ત્યાં
વશ્યા તે જ ઈજીપ્ત, ગ્રીસાદિ યુરોપના દેશ છે જ્યાં,
વિદેશી ભૂૅમિ, તોય[૪] બલૅવત્સુખીજોતણા રોપ તેથી,
વધી ફાલ્યાં ફુલી કર્યા દેશ તે સુખૉ સારાં ફલેથી. ૩

જુવો સધ યુરોપ અંમેરિકા શ્રેષ્ઠ કેવા વિરાજે;
સુવિદ્યાકલાના પ્રતાપોર્થો સંપત્તિ છે ત્યાં જ આજે.
દિધાં જે ઔંજે ભૂમિ વિદેશનીમાં[૫] ફલો શુભ એવાં,
કહો બાન્ધવો ! તે ફલો થાય દેશી ભૂૅમિમધ્ય કેવાં ? ૪

સ્વદેશી ભૂૅમિ, પુષ્ટિ દે નીર, શીતોષ્ણતાદિ[૬], યથેચ્છ,[૭]
તહિં કલ્પવૃક્ષો[૮] પ્રફુલ્લિત થૈ દે ફલો નિત્ય, સ્વેચ્છ.[૯]
કરો થૈ અભિષ્વંગી[૧૦] સર્વે સમુત્થાન[૧૧] સારૂ પ્રયત્ન,
પ્રભુ આપણે દે અલૌકિક[૧૨] ચિન્તામણિ[૧૩] તુલ્ય રત્ન. ૫

---

૧ Knowledge, Sciences and Arts. ૨ કોઈ, કેટલાક. ૩ યુરોપ તરફ. ૪ તો પણ. ૫ બીજા દેશની. ૬ તાહાડ ગરમી વગેરે. ૭ જોઈયે એવું. ૮ મનમાં ઇચ્છિયે તે આપે એવાં ઝાડ. ૯ આપણે ઇચ્છિયે એવાં. ૧૦ અનન્યાત્મભાવલક્ષણ આસક્તિવિશેષ. આપણો દેશ સુખી તો આપણે સુખી, આપણો દેશ દુઃખી તો આપણે દુઃખી ઈત્યાદિ રૂપમાં પરસ્પરનો એકભાવ. ૧૧ Revival, recovery. વિદ્યાકલાને ફરીથી સજક કરી ફલ આણવાં, સર્વ પ્રકારે સ્વસ્થ થવું. ૧૨ આ લોકમાં નથી એવું, સ્વર્ગનું. ૧૩ મનમાં ઇચ્છિયે તે આપે એવો હીરો.



"एकरूपं स्थिरं चक्रं स्वच्छं सन्तापवर्जितं ।
नेह संप्राप्यते किञ्चिदग्नौ हिमकणो यथा ॥"

योगवासिष्ठ. उपशमप्रकरण. स. १८-५४.

"For what is it on earth,
Nay under heav'n continues at a stay?
Ebbs not the sea, when it hath overflown?
Follows not darkness when the day is gone?
And see we not sometimes the eye of heav'n
Dimm'd with o'erflying clouds?"

Shakespear

દુહેરો.

'એકરૂપ સ્થિર સ્વચ્છ વળી તાપથી વર્જિત આંહિ
કિંચિત્ ચક્ર મળે ન જ્યમ હિમકણ અગ્નિ માંહિ.'

ષટ્પદ. (છપય.)

'થતો નથી શું ઓટ, ભરતિ સાગરમાં આવી?
અંધકાર નહિ થાય દિવસ જવ જાય સધાવી?
શું નથી જોતાં સર્વે, કદાચિત્ (દૃષ્ટિબલથી)
આકાશતણી આંખ રવિ ઝાંખો વાદલથી?
આ પૃથિવી પર વા ઉંચા આકાશતલે છે જ શું?
જેહ અચલ થઈને રહે (વિના ઈશ અન્ય જ કશું)'?

# अस्तोदय.

"सुखस्यानंतरं दुःखं दुःखस्यानंतरं सुखम् ।
द्वयमेतद्धि जन्तूनामलंघ्यं दिनरात्रिवत्" ॥ १ ॥

अध्यात्मरामायण. अयोध्याकाण्ड सर्गः ६ श्लोक १३.

"संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ।
समुद्रश्चैकरूपो हि सदा भाति धरातले" ॥ १ ॥

સોરઠો.

'સુખનોઁ પછી દુઃખ જાણ, દુઃખઅનન્તર સુખ વલીઁ;
એ બે અલંઘ્ય[1] માન, જન્તુને દિનરાત્રિસમ.'

ગીતિ.

'સંપત્તિ વિપત્તિ વિષે, મહાજનનોઁ એકરૂપતા ભાસે;
એકરૂૅપ જ સાગર જ્યમ, સદા ધરાતલ વિષે રહીઁ ચકાસે.[2]'

અસ્ત અને ઉદય એ આ સૃષ્ટિમાં એક અચલ નિયમ છે. જે કાર્ય નિરંતર થયાં જાય છે તે ગમે એવું ચમત્કારિ હોય, પણ તે સાધારણ મનુષ્યનું લક્ષ આકર્ષતું નથી. સદાના સહવાસવાળા પદાર્થમાત્રની [3]ચમત્કૃતિ અને સૌંદર્યનું મૂલ્ય અનુભવની અને બુદ્ધિની દૃષ્ટિ જ કરી શકે છે. એક દૂરદર્શકયંત્ર[4] કિંવા અન્ય નવીન યંત્ર હોય તો, તેને બહુજન જોવા ઇચ્છે છે. પણ પોતાની જ આંખ, અને પોતાના જ શરીરરૂપ યંત્ર, જેની તુલના જગત્માં મનુષ્યે રચેલાં કોઈ પણ યંત્ર કદાપિ કરી શકનાર નથી, તેવિષયે વિચાર કરી સાનંદાશ્ચર્ય[5] થોડા જ જન પામતા હશે.

નિત્ય ઉપયોગમાં આવતો જે અગ્નિ, તેવિષયે પણ થોડાક જ મનુષ્યો વિચાર કરતા હશે, તોપણ અગ્નિને અડકેથી દઝાયછે, તેથી

---

૧ ઓલંગાય નહિ એવું. ૨ પ્રકાશે. શોભે. ૩ અચરતી અને ખુબસુરતી ૪ દુરબીન. ૫ ખુશીની સાથે અચરતી અથવા અજાયબી.

અગ્નિનો તે દાહક ગુણ, વિચાર કર્યા વિના પણ, અનુભવે કરી, બાલ્યાવસ્થાથી મનઉપર સજડ બેશી રહે છે. અનુભવ એ મહાલાભકારક શિક્ષક છે. અન્યના શિષ્ય કરતાં અનુભવે શિક્ષિત શિષ્ય પોતાના વિશેષ જ્ઞાનને લીધે જગત્માં અધિક જય પામે છે. કોઇએક વિષયના પરોક્ષજ્ઞાન[1] કરતાં તેનો અનુભવ બહુ ઉપયોગી અને અક્ષય્ય ગણાય છે. જેમ, જૂદા જૂદા દેશના લોકોની જૂદી જૂદી ભાષાઓ છે, તે, તે જ દેશનાં મનુષ્યો, કે પછી તેનો અભ્યાસ કરનાર જ, સમજે છે; તેમ અનુભવના દેશની પણ એક ભાષા છે. તે સર્વ કોઈ **સાંભળી** શકે ખરાં, પણ **સમજે** તો માત્ર અનુભવી વર્ગનાં હોય તે જ. ભાષા જાણતાં થતો શ્રમ, અને તે ભણેથી તેમાંના ભાંડાર ઉઘાડી તેમાંનું લેવાતું સુલભ સુખ, એ બેમાંથી એકે, તેના અજ્ઞ સમજી શકનાર નથી; એ સર્વ દેશના અને સર્વ કાલના પંડિતોનું મત છે. તેમ અનુભવ મેળવતાં પ્રથમ થતું દુઃખ, અને અનુભવ મલેથી બોધ પ્રકટીને પછી અંતે થતા લાભનો અને સુખનો સ્વાદ પણ, અનુભવીઓ જ સમજી શકે છે. 'દર્દિની ગતિ દર્દિ જ જાણે.' શૂરવીરોના શરીર ઉપરના પ્રહાર તથા ક્ષતનો, અને તેઓનો જય થયેથી તેઓના મનના સુખનો, કાયરોને સ્વપ્નમાંએ ભાસ થવાનો નહિ.

અવે **અસ્ત** અને **ઉદય** (એટલે પડતી અને ચઢતી) એઓનો અનુભવ કરી બોધ લેવાનો અવસર, વર્ષ વીતે છે તેમ, ભાગ્યાનુસાર ન્યૂન અધિક, નિરંતર આપણ સર્વને મળે છે. પરંતુ કેટલાક તે અવસરમાં ઉપદેશ મેલવી તેનો, ખરા મનુષ્યની પેઠે, લાભ લે છે; કેટલાક પશુની પેઠે માત્ર દુઃખ અને સુખની છાયામાં ભમ્યાં કરે છે; અને કેટલાક તેથી જડની પેઠે અજ્ઞાની જ રહે છે.

અસ્ત અને ઉદયનું કાર્ય સતત થયાં જાય છે. આપણા ગૃહમાં નિત્ય દીવા થાય છે તેમાં કોઈનું લક્ષ ખેંચાતું નથી, પણ તે દીવો મહત્ રૂપ ધરી, આગના આકારમાં દેખાય છે, અર્થાત્ આગ લાગે છે, ત્યારે તે સર્વ લોકનું લક્ષ ખેંચે છે; તેમ નિત્યનો સામાન્ય

---

[1] અનુભવવગર માત્ર સાંભલીને જાણવું તે.

અસ્તોદય કંઈ વિશેષ રૂપ ધારણ કરે છે, ત્યારે તે સર્વેનું લક્ષ ખેંચે છે; અને તે વેલા સર્વેને સમજણ પડે છે. થોડાં વર્ષોથી ઉદય અસ્ત વિશેષ રૂપ ધરતો આવે છે તેથી બહુને સમજણ પડવાનો સંભવ છે.

(અસ્ત અને ઉદયનું અભેદ્ય દ્વંદ્વ.)

અસ્ત અને ઉદય એ બે અભેદ્ય દ્વન્દ્વ[1] છે. આ બ્રહ્માંડની રચનામાં અનેક દ્વન્દ્વ દૃષ્ટિએ પડે છે. રાત્રિ દિવસનું યુગલ,[2] નરનારીનું યુગલ, બે પગનું જોડું, બે આંખનું જોડું, પક્ષીમાં બે પાંખનું જોડું, તેમ અસ્ત અને ઉદય અથવા દુઃખ અને સુખનું પણ યુગલ છે. કોઈ પણ જોડ ખંડિત થાય તો તે અપાંગ ગણાય છે. પક્ષી એક પાંખથી ઉડી શકતું નથી; મનુષ્ય એક પગથી ચાલી શકતું નથી. અસ્ત ઉદય અથવા દુઃખ સુખ જેવાં સહજ છે તેવાંજ સર્વગત, સહચારિ, સહકારિ અને ઉપયોગિ છે. અસ્ત ઉદય સર્વે સ્થલે વ્યાપ્ત છે, અર્થાત્ નામરૂપવાન્ કોઈ પદાર્થમાં અસ્ત ઉદય નથી એમ નથી. અસ્તોદયની ઘટમાલા એ ઈશ્વરની લીલાના મહિમામાંનો એક મુખ્ય પ્રબોધક મહિમા છે.

અધ્યાત્મરામાયણમાં શ્રીલક્ષ્મણ ગુહરાજપ્રતિ વદે છે કેઃ—

"सुखमध्ये स्थितं दुःखं दुःखमध्ये स्थितं सुखं ।
द्वयमन्योऽन्यसंयुक्तं प्रोच्यते जलपंकवत् ॥ १४ ॥
तस्माद्धैर्येण विद्वांस इष्टानिष्टोपपत्तिषु ।
न हृष्यन्ति न मुह्यन्ति सर्वं मायेति भावनात् ॥ १५ ॥"

'સુખમાં દુઃખ સ્થિત છે અને દુઃખમાં સુખ સ્થિત છે, જલમલ (પાણી અને કાદવ) સમ ઉભય પરસ્પર સંયુક્ત કહેવાય છે. તેથી ઈષ્ટ અનિષ્ટની પ્રાપ્તિમાં વિદ્વાનો, સર્વ માયા[3] છે એવી ભાવનાથી ધૈર્યે કરી, હર્ષ વા મોહ (શોક) કરતા નથી.'

---

૧ જૂદુ ન થઈ શકે એવું જોડું. ૨ જુગલ–જોડું. ૩ મિથ્યા. ખોટું.

રાજકવિ ટેનીસન કવે છે કેઃ-

"Turn, Fortune, turn thy wheel with smile or frown;
With that wild wheel we go not up or down,
Our hoard is little, but our hearts are great."

Lord Tennyson. Idylls of the King. Geraint and Enid.

'દૈવ! તારૂં ચક્ર કૃપાથી ફેરવ વા ક્રોધથી ફેરવ. તે એ ઉન્મત્ત ચક્ર સાથે અમે ઉંચે નીચે જઈશું નહિ. અમારો સંચય સ્વલ્પ છે, પરંતુ અમારાં અન્તઃકરણ મહત્ છે.'

( પદાર્થમાત્રનો અસ્તોદય. )

એ યથાર્થ છે. આપણા બ્રહ્માંડનું કેન્દ્ર[1] સૂર્ય, તેનો ઉદય અને અસ્ત આ ભૂગોલ ઉપરિ વસનાર આપણને અહર્નિશ પ્રતીત થાય છે. આપણી પૃથ્વીનો ઉપગ્રહ ચંદ્ર, તેનાં પણ વૃદ્ધિ અને ક્ષય નિત્ય દેખાય છે.

"दिनमेकं शशी पूर्णः क्षीणस्तु बहुवासरान् ।
सुखाद्दुःखं सुराणामप्यधिकं का कथा नृणाम् ॥"

'ચંદ્રમા, માત્ર એક દિવસ જ પૂર્ણ હોય છે; બહુ વાસર-૨૯ દિવસ-ક્ષીણ હોય છે. દેવતાઓને પણ સુખથી દુઃખ અધિક છે તો મનુષ્યોની તો શી કથા!'

આપણી ગતિમતી પૃથિવી પણ નિરંતર દ્વિપ્રકારે-દૈનિકગતિથી અને વાર્ષિકગતિથી-ભ્રમ્યાં કરે છે. પૃથિવી ઉપરના ખંડોનો પણ અસ્તોદય થયો છે. એશિયાખંડ પૂર્વે શ્રેષ્ઠ ગણાતો. એશિયાખંડે પૂર્વે રાજ્ય સ્થાપ્યાં હતાં; એશિયાખંડના પંડિતોએ પ્રથમ સર્વ શાસ્ત્રોનાં સૂદ્ધરણ, ભરણ, પોષણ કર્યાં. એશિયાખંડના સ્પૃહણીયચરિત અમરપુત્રો રામ, કૃષ્ણ, વસિષ્ઠ, વાલ્મીકિ, વ્યાસ, પાણિનિ, ગૌતમ, શંકર, કાલિદાસ, આદિ; કાનફ્યુશિયસ, હોમર, ક્રાઈસ્ટ, મહમદ, ફેરદુશી, શેખસાદી આદિ મહાજનો જગત્જાણીતા છે. અખિલ જગતના સુખનું મૂલ જે ધર્મ, તે પણ એ-

૧ મધ્યબિંદુ. Centre.

શિયાખંડના પુત્રોએ જ આ જગત્‌ને આપ્યો છે. વેદધર્મના પ્રવર્તકમહાત્માઓ, બૌદ્ધધર્મના બોધક બુદ્ધ, પારસીધર્મના નિરૂપક જરથુસ્ત્ર, ક્રિશ્ચિયન ધર્મના ઉદ્ધારક ત્રાતા ક્રાઈસ્ટ, મુસલમીન ધર્મના સન્દેશહારક–પેગંબર–મહંમદ, અર્થાત્ આ જગત્‌ના મુખ્ય ધર્મસ્થાપકો સર્વે, એશિયાખંડના જ દેવાંશી પુત્ર છે. એક સમયે એ રીતિએ એશિયાખંડનો ઉદય પણ હતો; અને આજ પ્રમાણમાં અસ્ત પણ છે. જે સમયે એશિયાખંડ પ્રકાશતો, તે સમયે યુરોપ અને અમેરિકામાં અંધકાર હતો. તેની આજ કેટલાક વિષયમાં કેવી વ્યુત્ક્રમ[1] સ્થિતિ! આજ યુરોપના, અને તેમાંથી પણ તે ખંડના ઉપગ્રહ જેવા દૂરના લઘુ બેટના પુરુષો એશિયાખંડમાં જ પૂર્વે ઉત્પન્ન જ્ઞાનબલના સહકુટુંબ સાધનથી, તે જ એશિયાખંડના ઉદયનો મહામણિ જે ભરતખંડ, તેના ઉપર, રાજ્ય ચલાવે! અહો! આ કેવું અદ્ભુત અવસ્થાન્તર! આજ યુરોપ અને અમેરિકાખંડો પ્રવૃત્તિમાર્ગમાં એશિયાખંડથી કેટલા ચડતા છે! કાલચક્રમાં એશિયા અવે ધૂલિમાં રગદોલાઈ ઉપરનાનો ભાર વેઠી દુઃખ સહેછે; અને યુરોપ પોતાનો ભાર એશિઆખંડ ઉપર મૂકી તેના ઉપર ઉચ્ચસ્થાને રમી રહ્યું છે. દેશની તેમ નગરની પણ એ જ રીતિએ ચડતી પડતી થાય છે. આપણા આર્યાવર્તમાં જ જોઇએ. અયોધ્યા અને હસ્તિનાપુર જેવાં નગર ક્ષય પામતાં ગયાં; અને કલકત્તા જેનું તે વેલા નામ પણ નહિ તે આજ સર્વોપરિ રાજધાની. વલી વલભી અને અણહિલ્લપુર, જ્યાં એક સમયે લક્ષ્મી સરસ્વતીના[2] જલને મસ્તક ઉપર લઇ પ્રતિગૃહ જઈ તત્રત્ય લોકોની તૃષા મટાડી, સુખી સંતોષી કરતી, તેનાં નામ પણ થોડા જ જાણતા હશેઃ અને આ મુંબઈપુરી! જ્યાં બસેં ત્રણસેં વર્ષ ઉપર એકલા માછી અને ભોઇનાં ઝુપડાં અને ચાલ[3] પણ પૂરાં ન હતાં, અને પાટણની ઉદયવેલામાં જ્યાં કદાપિ મનુષ્યની દૃષ્ટિ પણ નહિ પડી હોય, તે મુંબઈ આજ જુવો! તે જગત્પ્રસિદ્ધ એક સુંદરપુરી થઇ રહી છે. મુંબઈનાં કહેવાતાં ઝુપડાં જેવી આજ અણહિલ્લપુરમાં નવી નવી

૧. ઉલટી. Reverse. ૨ અણહિલ્લપુરપાટણમાં સરસ્વતી નામની નદી છે. ૩ છાપરાં.

હવેલી પણ નહિ હોય. અને મુંબઈમાં પોતામાં જ જુવો. જ્યાં ધૂલિ ઊડતી હતી ત્યાં "એલ્ફિન્સટન સર્કલ" અને જ્યાં પથ્થરનો મહા બલવાન્ કોટ હતો ત્યાં આજ કંકરો ઊડે છે! 'બૅક બે' આગલ જ્યાં જલ હતું ત્યાં સ્થલ અને વલી તે ઉપર લોહમાર્ગ[1] અને [2]અગ્નિરથ. !

(અસ્તોદય અનિવાર્ય.)

દુહો.

ઉગ્રકાલ [3]વિકરાલની પાંખ ઉદયઽને અસ્ત;
તેની છાયામાં અવશ, આવે વસ્તુ સમસ્ત.

પદાર્થમાત્રનો એ પ્રકારે અપવાદરહિત[4], અસ્તોદય છે; તો મનુષ્યપ્રાણીનો હોય એમાં તો નવાઈ જ શી ?

મનુષ્યપ્રાણીને તો એક નહિ પણ, અનેક પ્રકારના અસ્ત અને ઉદય નિરંતર થયાં જાયછે. જન્મથી તે મરણ પર્યન્ત દેહમાં [5]વૃદ્ધિથી ક્ષય પર્યન્તના ષડ્‌વિકાર થાય છે એ તો સ્પષ્ટ જ છે. સર્વનાં સ્થૂલ શરીર, યુવાવસ્થાના મધ્યાહ્ન થાય ત્યાં સુધી વૃદ્ધિ કિંવા ઉદય પામી, પછી ક્ષય પામતાં અન્તે વિનાશ કિંવા અસ્ત પામી [6]પંચત્વ પામેછે. મન બુદ્ધિરૂપ સૂક્ષ્મ શરીરમાં નિરંતર આશાના, નિરાશાના અને તજ્જન્ય અસંખ્ય સુખદુઃખના અસ્ત ઉદય થયાં જાયછે તેનો તો અવધિ જ નથી. એ ઉપરથી એક નિર્ણય આપણે સ્મરણમાં રાખવાનો છે કે અસ્ત અને ઉદય એ, અચલ નિયમથી થયાં જાયછે.

જગન્મનોહર શાકુંતલમાં કાલિદાસ કવેછે કેઃ—

"यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-
माविष्कृतोऽरुणपुरःसर एकतोऽर्कः ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां
लोको नियम्यत इवात्मदशान्तरेषु". ॥ अं. ४ ॥

---

૧ રેલવે. ૨ આગગાડી. ૩ મોટો ભયંકર કાલ. ૪ without exception. ૫ વધવાથી ઘટવું. ૬ પૃથ્વી–જલ–તેજ–વાયુ અને આકાશ એ પંચીકૃત પંચમહાભૂત જેમાંથી શરીર ઉત્પન્ન થયું છે તે પંચીકૃત મહાભૂતમાં મળી જવું.

વિવરણઃ—એક પાસ **અસ્ત થવાના કાલે**, બહુરોગાદિની અતિદુઃસહા સહસ્રવિપત્તિઓની વિનાશિકા ઓષધિઓરૂપ સમર્થ અસંખ્ય સેવકોનો પતિ જે **ચંદ્ર**, તે, એવાં બહુ સબલ સાધન સતે પણ, અસ્તશિખર પ્રતિ જાયછે–ઉંચેથી નીચે પડતો હોય એમ દેખાય છે; તે સમ્મુખ બીજી પાસ **ઉદય થવાના સમયે**, અસમર્થ અરુણ નામે સારથિ પુરઃસર છે જેને એવો **સૂર્ય**, તે, અન્ય કંઈ પણ સાધન વિના, અપાંગ અરુણને ઉગાડી પોતે પણ બહિર્ આવે છે–પ્રકટ થઈ નીચેથી ઉંચે ચડતો દેખાયછે. એ તેજોદ્વય–**ચંદ્ર** તથા **સૂર્ય**–ના **અસ્ત** તથા **ઉદય**, બહુ વિલક્ષણ રીતિએ થાય છે. ઉભય તેજસ્વી છે, સમય પણ પ્રાતઃકાલનો સમાન છે; **ચંદ્રને** સાધનસંપત્તિ અધિકા છે, **સૂર્યને** તે સંપત્તિ ન્યૂના છે; તેમ સતે **ચંદ્ર** અસ્ત પ્રતિ જાય છે, અને **સૂર્ય** ઉદય પ્રતિ આવે છે. તેથી લોકોને જાણે પોતાના દશાન્તરો વિષે નિયમ કરાવતા ન હોય એમ પ્રતીત થાયછે. તેઓ સૂચવે છે કે અસ્ત અને ઉદય અનિવાર્ય છે અને થાય છે, એટલું જ નહિ કિન્તુ જે અસ્ત થાય છે તે ઉદય સારૂ, અને જે ઉદય થાય છે તે અસ્ત સારૂ પણ હોય છે. એથી વિપત્તિદશામાં આવી પડતાં શોકને પરવશ ન થવું, કિન્તુ ધૈર્યથી મહાશયતાપરાયણ થઈ વર્ત્તવું.

(અસ્તોદયના દ્વિવિધ ભાગ.)

મનુષ્યપ્રાણીના એ અનિવાર્ય સર્વસામાન્ય અસ્તોદયના ભાગ કરિયે, તો તેમાં એક અન્તર્ કિંવા સ્વસંબંધી, અને એક બહિર્ કિંવા લોકસંબંધી, એવા દ્વિવિધ ભાગ થાય. સ્વસંબંધી એટલે મનુષ્યમાત્રને રાત્રિદિવસ પોતાના અન્તઃકરણમાં અનેક સ્પષ્ટાસ્પષ્ટ કારણથી હર્ષ વિષાદ થયા જાયછે તે. એ સ્વસંબંધી ઉદય અસ્તવિષે લખતાં પાર આવે એવું નથી; કારણ વિવિધ પ્રકૃતિનાં કોટ્યવધિ[1] મનુષ્યોનાં અન્તઃકરણમાં અનેક સ્વકર્માર્જિત ફલના પ્રસંગથી અસંખ્ય પ્રકારના, પ્રતિક્ષણ હર્ષ શોક થયાં કરે છે. વિદ્યુત્‌થી પણ એ અન્તઃકરણ કિંવા મનનો વેગ વધારે છે. અને તે અન્તઃકરણના અનુપદ વિકાર ઉપર અસ્તોદયનો અર્થાત્

૧. કરોડો સુધી.

શોકહર્ષનો આધાર રહ્યો, તેથી તેની ગણના થઈ શકે એવું નથી. અન્યને તો તે અદૃશ્ય જ છે.

એ વિષય અતિસૂક્ષ્મ અને ગહન છે. બહુ સત્સમાગમ, અધ્યયન, અવલોકન, શ્રવણ, અનુભવ, અને મનનાદિના અભ્યાસથી જ અન્તઃકરણનું વિલક્ષણ સ્વરૂપ સમજાઈ, તેના વિચિત્ર સ્વભાવનું તથા શક્તિનું સામર્થ્ય પરીક્ષાય છે. તે સદા વિકાર્યેમાણ અને અસ્થિર અન્તઃકરણ શોધાઈ સ્થિર અને સ્વાધીન થાય તો તેના જેવો ઉપકારક સહાય અન્ય કોઈ નથી. પુરુષાર્થે પણ તે જ સાધને કરી પ્રાપ્ત થયે જીવન સફલ થાય છે. સર્વને સર્વદા પ્રાપ્ય પરમાનન્દની પ્રાપ્તિ પણ અન્તઃકરણદ્વારા જ થવાની છે. અર્થાત્ જીવનું જીવત્વ–મનુષ્યનું મનુષ્યત્વ–સર્વસ્વ અન્તઃકરણ જ છે. જેનું અન્તઃકરણ રાગદ્વેષરહિત તથા જ્ઞાનસહિત થઈ સ્વાધીન વર્તે છે તે અસ્તોદયની સીમાથી પાર જઈ કિંવા અસ્તોદયના નિયમમાં રહ્યા સતાં પણ અનુપમ સુખાનન્દ ભોગવે છે. સૂર્યવાસીને સદા દિવસ જ હોય, અંધકાર હોય જ નહિ. તેમ શુદ્ધ સાત્વિકી વૃત્તિના વાસીની સ્થિતિ હોયછે. સંક્ષેપમાં અન્તઃકરણ કિંવા મન ઉપરિ જ સર્વનો આધાર છે.

"मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः" ।

'મનુષ્યોને, બંધનું અને મોક્ષનું અથવા દુઃખ અને સુખનું કારણ મન જ છે.' એ યથાર્થ છે.

"It is the mind that makes good or ill,
That maketh wretch or happy, rich or poor:"
*Spenser.*

પરંતુ એ વિષયમાં યથાર્થ સમજવું બહુ કઠિન છે. એ સંબન્ધિ શાસ્ત્રના વેત્તાઓ પણ એના સ્વરૂપને તથા સ્વભાવને યથેચ્છ સમજી શકતા નથી, તો સાધારણ મનુષ્યને તો સમજવાની આશા જ શી ? એથી અત્ર જ વિરમવામાં આવે છે. એ વિષય સ્વશક્તિ-અનુસાર સ્વસંવેદ્ય છે.

દ્વિતીય ભાગ લોકસંબંધી અસ્તોદય એટલે જે અસ્ત અને

ઉદય બહિર્ છે તથા બહુ લોકના દીઠામાં આવે છે તેનો છે. તે અસ્તોદય વિષયે વિચાર કરિયે.

(નીચ અસ્તોદય.)

લૌકિક અસ્તોદય બે પ્રકારના છે,–એક નીચ અને એક ઉચ્ચ. કોઈ મનુષ્ય પોતાના જ દુરાચાર અથવા કુકર્મથી અસ્ત પામે છે વા થોડો વાર ઉદય પામે છે, તે નીચ અસ્તોદય છે. બહુ કરીને તો કુકર્મથી અસ્ત જ થાય છે. કુકર્મમાંથી ઉદય તો થતો જ નથી, અને તેવું કદાપિ પ્રતીત થાય છે તો તે ક્ષણભંગુર અને વિશેષ વેગથી પડી અધિક પીડા ભોગવવા સારૂ હોય છે. ગમે એવું મનુષ્ય હોય પણ તેને તેનાં દુરાચાર અને કુકર્મ અંતે અસ્તના દુઃખદાયિ અંધકારમાં જ દોરી જાય છે એ નિઃસંશય છે.

સદાચારી મનુષ્યની પરીક્ષા થવા, આ જગત્‌ની અનેક લોભ લાલસાઓ હોય એમ ભાસે છે. મનુષ્યદેહમાં ઇંદ્રિયો છે તેઓને આકર્ષે એવા જડ વિષયો બહિર્ છે. ઇંદ્રિયો તે વિષયો ઉપર ધાયાં કરે છે. તે વિષય સાથે જો ઇન્દ્રિયોને લપટાવા દીધી તો, તેઓ ઉન્મત્ત થઈ તેઓના ધારણકર્તાને અન્તે દુઃખપ્રતિ દોરી જાય છે. વિનાશના ઉન્મત્ત ઘોડા રથને ખાડામાં નાખી તેમાં બેસનારને હાનિ કરે છે, તેમ ઉન્મત્ત ઇંદ્રિયો પણ મનુષ્યને હાનિ કરે છે. તે હાનિથી મનુષ્ય વંચી શકે તે સારૂ બુદ્ધિરૂપ તેને એક સારથિ ઈશ્વરે આપ્યો છે. બુદ્ધિના વશમાં જેની ઇંદ્રિયો છે તે કુકર્મ ઓછાં કરે છે; પરંતુ વિષય તથા વિષયાકર્ષિત ઇન્દ્રિયો એવાં પ્રબલ છે કે બુદ્ધિને પણ વિકારિણી કરી અસ્વસ્થા, નિર્બલા, અને અસાવધાના કરે છે. આ જગત્‌માં બહુની બુદ્ધિને વિષયનો મદ ચડેલો દેખાય છે; તેથી તેવાં મનુષ્યો સારાસારનો વિવેક વિસ્મરી જાય છે. તેનો પરિણામ એ થાય છે કે તેઓ કુમાર્ગે ચડી પડે છે. મુખ્યત્વે કરીને કનક,[૧] કાન્તા[૨] અને કીર્તિ[૩] એ ત્રણ મોહક વિષયો મનુષ્યમાત્રને મોહમાં નાખી પરવશ કરે છે; તથાપિ અખિલ જગત્‌નાં મનુષ્ય-

---

૧ પૈસો. ૨ બાયડી. ૩ મોટાઈ.

પ્રાણીને ગતિમાં મૂકનાર પણ એ ત્રિપુટી જ છે; તેથી તે સર્વાકર્ષક વિષયો અનુપયોગી છે એમ નથી. કનક, કાન્તા અને કીર્તિ ઉપરનો ભાવ અને લોભ જ્યાં સુધી સ્વાધીનમાં, નીતિમાં, અને મર્યાદામાં રહે છે ત્યાં સુધી તે આ જગત્‌ના વ્યવહારને અર્થે અતિ ઉપયોગી છે. પરંતુ જ્યારે તે લોભ મર્યાદા મૂકે છે—અને વિરલ પુરુષો જ તેને વશમાં તથા મર્યાદામાં રાખી શકે છે—તે કાલે બાષ્પ[1] અતિ વધી ગયેલા બાષ્પયંત્રની પેઠે, આ જગત્‌માં તે લોભ ભારે અવ્યવસ્થા કરી મૂકે છે.

કનકના લોભી મનુષ્યો નાણાં મેળવવાના લોભમાં અનેક કાળાં ધોળાં કરે છે. કાન્તાના લોભી વિષયી મનુષ્યો સ્ત્રીઓને અર્થે અનેક સંકલ્પ વિકલ્પ તથા કુકર્મો કરે છે. કીર્તિના લોભી દંભી મનુષ્યો કીર્તિને સારૂ બહારથી ઈંદ્રવારુણીના[2] ફલ જેવો સારો દેખાવ રાખેછે. એ સર્વ પ્રપંચ અન્યને છલવા અને પોતાને અન્તે દુઃખમાં પડવા સારૂ જ હોય છે. એવા કુટિલ મનુષ્યો ઈતર નિર્દોષ મનુષ્યોને પાશમાં ફસાવી દુઃખમાં નાખેછે, અને પોતે પાપી અને અસ્તપાત્ર થાય છે.

ઉપયોગી ગુણનો દુરુપયોગ થયેથી તેનો મહાદુઃખદાયક પરિણામ થાય છે; અને જે દેશમાં એવો દુરુપયોગ કરનાર બહુ સ્ત્રી પુરુષો થાય છે ત્યાં પ્રથમ તે મનુષ્યોનો, અને અંતે તે દેશનો નીચઅસ્ત થાય છે. કારણ નીચઅસ્તરૂપ કાર્ય દુરાચાર અને કુકર્મરૂપ મૂલકારણથી જ પેદા થાય છે.

દુરાચાર વા કુકર્મનો બાહ્ય આકાર એટલો બધો મોહક અને બલવાન્ હોય છે કે તે અવિવેકી–અવિચારી મનુષ્યોને અસાવધાન કરીને ફસાવે છે. દુરાચારમાં ન ફસવા તથા પાપકર્મમાં ન પડી મરવા અનેક સત્પુરુષો સદા બોધ કરતા આવ્યા છે, અને રાજ્યકર્તા અનાચારી–પાપી અપરાધીને શિક્ષા કરે છે, તથા સર્વ મનુષ્યો પાપકર્મને ધિક્કારતા પણ જણાય છે, તો પણ તેના પાશમાં વિશેષ ભાગે પડે છે. દુરાચાર અને પાપકર્મનો એવો વિ-

---

૧. Steam. વરાલ. ૨. એક જાતિનાં ફલ, જે બહારથી સુંદર દેખાય છે પણ ખાતાં ઘણાં જ કડવાં લાગે છે.

લક્ષણ વંચક ઘાતક પાશ છે. જે મનુષ્યો દુરાચાર તથા પાપકર્મને ધિક્કારે છે, તે જ મનુષ્યો પાછા તેવાં કર્મ કરે છે, એ વિપરીત સંભવ સમજાય નહિ એવો છે, તથાપિ છે ખરો. દિન પ્રતિદિન તે પાપનો કાળો રંગ પાપકર્મ કરનારને કાળા કરે છે અને અંતે કોઈ વિશેષરૂપ ધરી પાપીનો નાશ કિંવા અસ્ત કરે છે. એવો નીચ અસ્ત અસંખ્ય મનુષ્યો પામે છે.

છાનાં કુકર્મો કરી કેટલાક મનુષ્ય જગત્માં થોડો વાર કૃત્રિમ ઉદય પામેછે. જેમકે કુવિચાર, અનૃત, અસતકર્મ, દંભ, વિશ્વાસ ઘાત, અનર્થ, કપટ, ચૌર્ય, ઉત્કોચ (લાંચ), હિંસા આદિથી અયોગ્ય માર્ગે ધન કમાવું અને પછી ધનવાન્ થઈ મહાજનમાં ગણાવું; પરબુદ્ધિના વા પરપરાક્રમના વેશધારી થઈ તે પરતેજવતે પોતાનો પ્રકાશ દેખાડી મિથ્યાભિમાની થવું; ઈત્યાદિ સામાન્ય મનુષ્યો તે કાલે કહે છે તે પ્રમાણે,–"ધર્મીને ઘેર ધાડ અને કુકર્મીને ઘેર કુશલ" એવું જોવામાં આવે છે. તેઓને વૃદ્ધ અનુભવી મનુષ્યો ઉત્તર આપે છે તે પ્રમાણે,–**"અંતે ધર્મે જય અને પાપે ક્ષય"** એ જ સત્ય છે. નીચ ઉદય તે એક ભારે અસ્ત જ છે. એવો ઉદય થાય તે કરતાં રંકદશામાં રહેવું બહુ જ સારૂં છે. અયોગ્ય માર્ગે ઉદય પામેલાં મનુષ્યની ઉપર, આ લોકમાં, સર્વ સમજુ મનુષ્યો ધિક્કારથી જુવે છે એટલું જ નહિ પણ, તેને પોતાના અન્તર્યામી ઈશ્વરને ઉત્તર આપતાં અતિ ભય અને દુઃખ થવાનું. બહુ કરીને તો તેનાં પાપ તેને આ જ જન્મમાં જરા ઉંચે ચડાવી એવાં તો પાછાં નીચે પછાડે છે કે, ઉદયના દેખાતા સુખ કરતાં અસ્તનું ખરૂં દુઃખ બહુગુણિત થઇને તેને કળ વળવા દેતું જ નથી. કદાપિ અહિં બચ્યો તો મરણ પછી તો પાપીને અધોગતિ કે નરક છે જ. એ રીતિએ નીચ અસ્ત અને નીચ ઉદય એ બન્ને અધમ છે.

(ઉચ્ચ અસ્તોદય.)

તેમ ઉચ્ચ અસ્ત અને ઉચ્ચ ઉદય એ ઉભય ઉત્તમ છે. સદ્વિચારનું, સદુચ્ચારનું, સદાચારનું અને સતકર્મનું તો નિઃસંશય ઉદય જ ફલ હોય છે. તથાપિ તેઓનો વિપાક થઈ ફલોદ-

યના સમયનો વિલંબ હોવાથી, વા, કોઈ દુર્ગુણી દેશમાં વસવાથી, વા, કોઈ દુર્ગુણી કાલમાં હોવાથી, તેઓના અનુષ્ઠાતાઓનો અસ્ત હોય એવું તે કાલે વા તે દેશમાં દેખાય છે. પરંતુ એવા પરદૃષ્ટિગત[1] અસ્ત અપિ પરિણામે મહાજનોના ઉદયને અધિક સ્થિર રાખવાનાં સાધન હોય છે એથી તે અસ્ત નહિ, કિન્તુ વાસ્તવ ઉદયનો પ્રકાશ અધિક દર્શાવનાર એક સાધન છે. સદાચરણી અને સતકર્મી પુરુષો, પોતાના સદ્‌ગુણરૂપી [2]કવચથી એવા તો રક્ષિત હોય છે કે, તેઓને બહિર્‌ના ઉપાધિ કિંચિત્‌ પણ અસર કરી શકતા નથી. તેઓ પોતાના સદ્‌વિચાર, સદાચાર, અને સતકર્મના સુખમાં મગ્ન રહી શકે છે. અને અન્વર્થ મહાપુરુષ તો તેવા અવિકૃતપુરુષ છે તે જ છે. આપણા દેશના ઋષિ, મુનિ આદિ મહાત્માઓ અને ગ્રીસના પંડિત સોક્રટીસ (સુકૃતિ) આદિનાં જીવનચરિત્ર જે જાણતું હશે તે એની સત્યતા સમજશે. સન્માર્ગે ચાલતાં અને સતકર્મ કરતાં તેઓને વિડંબના સહવી પડી છે એ પ્રસિદ્ધ છે; અને કોઈ કોઈ કાલે દેહાન્ત દુઃખ પણ સહવું પડ્યું છે. પરંતુ તેઓનો ઉદય પણ જુવો. આજ પણ સર્વ સજ્જનોના મનમાં ચકચકિત તારાસમ તેઓ ઉદય પામી રહ્યા છે; અને અનેકને પોતાના ઉદાહરણથી ઉત્તેજે છે.

એમ છે તો દુઃખદ્વેષી સુખરાગી સર્વમનુષ્યોએ આ વચનામૃત અન્તઃકરણમાં મુદ્રિત કરવું ઘટિત છે કેઃ—

**સ્વધર્મકર્મના અનુષ્ઠાનમાં નષ્ટ થવું પરંતુ ભ્રષ્ટ ન થવું.**

“ स्पृहणीयगुणैर्महात्मभि-
श्चरिते वर्त्मनि यच्छतां मनः ।
विधिहेतुरहेतुरागसां
विनिपातोऽपि समः समुन्नतेः ” ॥

किरात. ૨।૩૪॥

‘સ્પૃહણીયગુણી મહાત્માઓએ આચરાયલો માર્ગ તે વિષયે પોતાના મનને (અંતઃકરણને) સ્થાપનારાઓનો વિનિપાત નામ

---

૧ પારકાની નજરે દેખાતા. ૨ બખતર.

અસ્ત-જે અપરાધના હેતુથી નહિ, કિન્તુ વિધિહેતુ (દૈવનિમિત્ત) હોય છે તે **અસ્ત** પણ સમુન્નતિ નામ **સારાઉદય** સમ છે.'

પોપ કવિ પોતાના એક બોધક કાવ્યમાં કવે છે કેઃ—

"Who noble ends by noble means obtains,
Or failing, smiles in exile or in chains,
Like good Aurelieus let him reign, or bleed
Like Socrates, that man is great indeed."

Essay on Man.

'મહાપુરુષ તો ખરેખર તે જ છે કે, જે ઉચ્ચ સાધનોથી ઉચ્ચ પુરુષાર્થો સંપાદન કરે છે; કદાપિ તેમ કરતાં નિષ્ફલ થાય, અને દેશપાર કરેલ કે બંધનમાં હોય તોપણ તે પ્રસન્ન રહે છે. સાધુ આરેલીયસના[1] સમાન તે રાજ્ય કરો, કે સોક્રેટીસના સમાન તેના પ્રાણ લેવાઓ. ગમે તે અવસ્થામાં હો પણ તે જ મહાજન છે.'

દેશાભિમાનીઓને દેશનું કલ્યાણ કરતાં, પરોપકારીઓને પરોપકાર કરતાં, ધર્માત્માઓને ધર્મનું રક્ષણ કરતાં, અને સંક્ષેપમાં પુણ્યાત્માઓને સદર્થે સારૂ, અજ્ઞાનના યુદ્ધના યજ્ઞમાં, પોતાના દેહાન્ત પર્યંત બલિદાન આપવાં પડ્યાં છે; એ ઇતિહાસ વાચનારાઓથી અજાણ્યું નથી. એવી રીતિએ ક્ષણભંગુર અને અવશ નાશવાલા શરીરનો તો અન્ત મહાપુરુષોને આવી જાય છે; પણ તે જ અન્તમાં યશઃશરીરનો આરંભ થઈ એવો ઉદય થાય છે કે, તેવો ઉદય અન્ય માર્ગે, પૂર્ણ ભાગ્યશાલી હોય તેનો પણ, થવો દુર્લભ છે. સુકર્મનો ઉચ્ચ અસ્ત પણ અન્તે થનાર ઉદયને પુષ્ટિકારક થઈ રહે છે. એવો સત્કર્મનો મહિમા છે.

(અસ્તોદયના હેતુ.)

અસ્તોદયના બે હેતુ છે,—કુકર્મ અને સુકર્મ. કુકર્મની નીચ

---

૧ રોમના Marcus Aurelius Antoninous નામે સન ૧૬૧ થી ૧૮૦ સુધી એક સદ્વિચારી, સદ્ગુણી, દક્ષ અને સહનશીલ મહારાજ થઈ ગયા છે. જેના સમાન બહુ પ્રકારે સારા રાજ્યકર્તા યુરોપમાં કવચિત્ જ થયા છે.

ગતિ છે અને સુકર્મની ઉચ્ચ ગતિ છે. જડચેતન જેવાં કુકર્મ-સુકર્મ છે. પથ્થર આદિ સર્વ જડ પદાર્થનો સ્વભાવ નીચે પડવાનો છે, તેમ પ્રાણિમાત્ર અને વનસ્પતિ જેમાં ચૈતન્યના અંશ સ્પષ્ટ પ્રતીત છે તેનો સ્વભાવ વધવાનો વા ઊંચે જવાનો છે. ઉચ્ચ થવું એ દૈવી પુણ્યાંશ છે, અને પતિત વા નીચ થવું એ આસુરી પાપાંશ છે. પડવું સહેલું છે પણ ચઢવું કઠિન છે. પદાર્થમાત્રને ઉંચે ચડતાં બલની અગત્ય પડે છે, પરંતુ નીચે નખાતાં બલ જોઈતું નથી.

ઉચ્ચગામીને અનેક વિઘ્ન આડે આવે છે; તે સર્વને વટાવી વધવું એ વિકટ કાર્ય છે. સર્વ સંકટ સહન કરી જે ઉચ્ચ કર્મમાં વૃદ્ધિ પામે છે તેને તેનાં ફલ પણ તેવાં જ સરસ મળે છે. માત્ર ધૈર્ય રાખી ફલ પર્યંત શ્રદ્ધાથી સન્માર્ગે સ્થિત થવું જોઇયે. જેમ નીચ અસ્તોદય કહેવામાત્ર જ છે, ખરેખરો તો તે અસ્ત જ છે; તેમ ઉચ્ચ અસ્તોદય તે સદા ઉદય જ છે. એ સિદ્ધાન્ત સદા લક્ષમાં રાખવો એ બહુ લાભકારી છે.

ઉચ્ચ અસ્તોદયમાર્ગીએ શૂરવીરોની પેઠે પોતાના સન્માર્ગમાંથી પાછું પગલું કરવું જોઇયે નહિ. તેઓએ સુસ્થ કિંવા દૃઢ રહેવું જોઇયે. ગમે એવાં સંકટો આવે તેને, પોતાના શુદ્ધ વિચાર અને આચારઉપર વિશ્વાસ રાખી, દૂર કરવા યતમાન થવું અને અનિવાર્ય હોય તો સહન કરવાં, પરંતુ પતિત થવું નહિ. એ નિયમના આધારે વર્તનાર સ્વરૂપસ્થ જનના શુદ્ધ મનોરથ અંતે પરિપૂર્ણ થાય છે એમાં સંદેહ નથી.

"स एव धन्यो विपदि स्वरूपं न विमुञ्चति ।
त्यजत्यर्ककरैस्तप्तं हिमं देहं न शीततां ॥"

'જેમ હિમ (બરફ) સૂર્યનાં કિરણોથી તપતાં દેહ ત્યજે છે (ગલી જાય છે,) પરંતુ શીતતાને (ઠંડીને) ત્યજતો નથી, તેમ જે મનુષ્ય વિપત્તિમાં પણ પોતાના સ્વરૂપને મૂકતો નથી, તે જ ધન્ય છે.'

સન્મનુષ્યની ઉત્કૃષ્ટતા જગત્‌ને જણાવાનાં દ્વાર એવા સૂક્ષ્મ પ્રસંગો જ છે. માઘકાવ્યમાં [1]અર્થાન્તરન્યાસવતે કહ્યું છે કેઃ—

"उपसन्ध्यमास्त तनु सानुमतः
शिखरेषु तत्क्षणमशीतरुचः ।
करजालमस्तसमयेपि सता-
मुचितं खलूच्चतरमेव पदम्" ॥ स. ९ । ५॥

'સંધ્યાસમયે સૂર્યનાં કિરણનો નાનો થતો સમૂહ તે જ ક્ષણે પર્વતના શિખરોઉપર બેઠો. **અસ્તસમયે પણ સત્પુરુષોને ખરે ઉચ્ચતર પદ જ ઉચિત છે.**'

(અસ્તોદયની અસ્થિરતા.)

ભાગ્ય–અથવા અદૃષ્ટ[2]–નામક દેવીનાં અસ્ત અને ઉદય એ બે નેત્ર છે. ભાગ્યદેવીની દૃષ્ટિનીચે અખિલ જગત્ રમી રહે છે. તે નેત્રના એકમાંથી દુઃખના અને એકમાંથી સુખના કિરણો સર્વ-ઉપર પડે છે. જેમ ભાગ્ય ચંચલ છે તેમ તેની દૃષ્ટિ પણ અતીવ ચંચલા છે.

ઉદય અને અસ્ત એ બેમાંથી એકે સ્થિર થઈ રહેતું નથી એટલું જ નહિ, કિન્તુ જેમ જલનો અન્ત સ્થલમાં અને સ્થલનો અન્ત જલમાં આવે છે, તેમ સાંસારિક સુખનો અંત દુઃખમાં અને દુઃખનો અંત સુખમાં આવે જાય છે. સામાન્ય ઉદય અસ્ત સર્વનો થયાં જાય છે, પરંતુ વિશેષ ઉદય અસ્ત મહાજનોનો જ થાય છે. ઉદય અને અસ્ત એ પ્રતાપી મહાજનોનાં વ્યાવર્તક ઉ-પલક્ષણ છે. તે આવેથી યદ્યપિ બહુ સાવધાનતા રાખવી, તથાપિ તેનાથી પરાજિત થવું નહિ. સંપત્તિ વા વિપત્તિ આવતાં વિકલ થયે હાનિ થાય છે. વિપત્તિ આવતાં વિકલ થઈ વિમુખ થતા જનો પ્રતિ તે વિશેષ બલવતી થઈ તેવાઓની જેત્રી[3] થાય છે; જેઓ સ્વસ્થ રહી સંમુખ થાય છે તેઓ પ્રતિ તે વિપત્તિ નિર્બલા થાય છે અને તેવાઓ તે વિપત્તિના જેતા[4] થાય છે.

---

૧. સામાન્યઅર્થનું સમર્થન વિશેષથી કે વિશેષનું સમર્થન સામાન્યથી કરવું. ૨. દેખાય નહિ તે. ૩ જિતનારી ૪ જિતનાર.

કાલરૂપ પક્ષીના ઉદયરૂપ કિંવા અસ્તરૂપ પક્ષઉપર જે જનો સ્વસ્થ રહી આરૂઢ થાય છે તેનાં નામ આ જગત્‌માં ચિરંજીવ થાય છે. એવા મહાજનો શોકતું વાસ્તવ્ય[1] તો થતા જ નથી. જે મહાજનોનાં નામ ઉપર, ઉદયઅસ્તની ટંકશાલમાંથી છાપ છપાઈ છે, તે નામ, નાણાની પેઠે, બહુ દેશમાં બહુવેલા સુધી ચાલે છે. કોઇનો પ્રથમ અસ્ત હોય છે અને પછી ઉદય થાય છે. કોઇનો પ્રથમ ઉદય હોય છે અને પછી અસ્ત થાય છે. કોઇને આ જગતઉપરની યાત્રામાં માત્ર એક જ દશા પ્રાપ્ત થાય છે. બીજી દશા થતા પહેલાં તેવાં મનુષ્યોના ઉપર મરણરૂપ અપારદર્શક પડદો પડે છે, એટલે તેના પૃષ્ઠ ભાગમાં તે મનુષ્યોની કેવી દશા થાય છે, તે આપણા કલવામાં આવતું નથી. ઉચ્ચ ઉદયના મધ્યાહ્ન[2] થતા પૂર્વે જેનાઉપર મરણનો અન્તરપટ આવે છે તે આ જગત્‌માં મહાભાગ્યશાલી ગણાય છે.

દૈનિકગતિમાં[3] નિરંતર ભ્રમણ કરનાર આપણી પૃથ્વી, તેના વાસી આપણે સર્વે, તેઓનાઉપર ઉદય અને અસ્ત આવ્યા વિના રહેતો નથી, એ નિશ્ચિત છે. તેમાં વળી જે વિશેષ ધનવાન્ હોય, વિશેષ બલવાન્ હોય, વિશેષ બુદ્ધિમાન્ હોય, વા અધિકારવાન્ હોય, અને સંક્ષેપમાં કોઈ પણ ગુણવતે વિશેષ ગુણી થયેલ હોય તેને, ઉદયઅસ્તની પ્રાપ્તિનો અધિક સંભવ છે. ગુણિજનોને ઉદય અસ્ત પ્રકાશમાં આણે છે. મહાજનોના શુદ્ધ અશુદ્ધ ગુણની પરીક્ષા ઉદયઅસ્તમાં જ થાય છે. ઉદયઅસ્તનો અગ્નિ એવો તો બલવાન્ છે કે, મનુષ્યમાત્રના અન્તઃકરણને ઉકાળે ચડાવે છે, અને તેમાંના ગુણો વૃત્તિરૂપે પ્રકટે છે. અસ્તોદયના સમયમાં અંતઃસ્થ સર્વ ગુણ પ્રકટ થઈ બહિર્ નીસરી આવે છે. તે વેલા જે શુદ્ધ અને ઉત્તમ ગુણ હોય છે તે ઉપાધિરહિત અધિક નિર્મલ થઈ, અધિક પ્રકાશ પામે છે. અને અશુદ્ધ અને નીચ ગુણ હોય છે તે બળી કાળાશ પામી જાય છે.

---

૧ વાસ કરવા યોગ્ય સ્થાન. ૨ બપોર, પૂરી ચડતી થાય કે તુરત. ૩ પ્રતિદિનની, દરરોજની.

( મહાજનોને વિપત્તિ. )

આપણા સૂર્યમંડલના અતિકાય[1] ગ્રહો, એક સૂર્યના આકર્ષણને લીધે સદાકાલ ભ્રમણમાં રહ્યાં કરે છે. તો આપણે અલ્પકાય[2] મનુષ્યો, જેને આ જગત્માં અહંતાનાં તથા મમતાનાં, ધન, કીર્ત્તિ, અધિકાર, પ્રજા, સ્નેહી, સંબંધી આદિ, અનેક પ્રકારના પદાર્થોનાં આકર્ષણ છે, તેની શી દશા કહેવી ? નિર્બલ જનો તો તે મહાચક્રનું ભ્રમણ દૂરથી જ દેખી દિઙ્મૂઢ થઈ રહે છે. આપણામાંના સામાન્ય મનુષ્યો તો અસ્તોદયના મહાચક્રના ભ્રમણથી મૂર્છા પામે છે. અધિક ગુણવાન્ અને બલવાન્ મનુષ્યો તે મહાચક્રના સામર્થ્યથી ચાલતાં યંત્રો ઉપર ચડી થોડું ગમન કરી શકે છે. એ મહાચક્રના યંત્રઉપર જેટલી વાર ટકી અગાડી ઉચ્ચે ચડી શકાય તેના પ્રમાણમાં કીર્ત્તિનો વિસ્તર થાય છે.

એક કવિ કવે છે કેઃ—

"संपदो महतामेव महतामेव चापदः ।
वर्धते क्षीयते चन्द्रो न तु तारागणः क्वचित् ॥"

'મહાનને જ આપત્તિ અને મહાનને જ સંપત્તિ આવે છે. (જેમ) ચંદ્ર ઘટેછે અને વધે છે પણ તારાના ગણ તો કહિં પણ વૃદ્ધિ ક્ષયવાન્ નથી દીઠા.'

"બડે બડેકું દુઃખ હેં, છોટેસેં દુખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગહે ચંદ્ર અરુ સૂર."

એટલે જેમ સૂર્યનાં ગ્રહણ અને ચંદ્રનાં ગ્રહણ થાય છે, પણ તારાનાં ગ્રહણ દીઠાં નથી; તેમ મહાજનોને દુઃખ આવે છે, ક્ષુદ્ર જનોને (સુખ) દુઃખ આવતાં નથી.

એ તર્ક કિંવા કલ્પના સારી છે. અનેક પ્રકારથી મહત્તા મળે છે. સર્વ પ્રકારની મહત્તાના આકાઙ્ક્ષીએ ઉદય અસ્તને સારૂ સજ્જ થઈ રહેવું જોઇયે. આપણે અસાવધાન હોઇયે તે વેલા અકસ્માત્ કંઇ સાધારણી આપત્તિ આવી પડે તો તે પણ મહતી

૧ અતિશય મોટા શરીરવાળા. ૨ છેક નહાના શરીરવાળા.

પીડા કરે છે; ત્યારે ઉદય કે અસ્ત જેવો મહાચક્રનો ઝપાટો તો, સાવધાન ન હઇયે તો, કેટલો દુઃખદાયક થઈ પડે તે વિચારી લેવું. અસ્તોદય કઈ વેલા થશે એ કોઈના જાણ્યામાં આવતું નથી. આ જગતનો અનુભવી અને જ્ઞાની અખોભક્ત જગતની વિચિત્ર ચંચલતાવિષે ભાષે છે કેઃ—

"સુખિઆ દુખિઆ દીસે બહુ, તે માયાના કીધા સહુ;
સુખિઆ પલકે દુખિઆ થાય, ધન તન લજ્જા શીટી જાય;
રંક હતા તે બનિયા રાય, અખા એ માયા મહિમા ય.
પલકે રિધ સિધ આવે ઘણી, જીવ જાણે હું સઉનો ધણી;
જ્યમ વરઘોડે મળ્યા બહુ વના, પલકે રહીને થાએ ફના;
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત.
કાંઇ ન દીસે જીવને હાથ, થઈ બેસે તે સઉનો નાથ;
ધન તન સંતતિ ઊડી જાય, રહ્યો રુવે પણ કંઇ ન રખાય;
મરડે મૂછ પણ માંહે કલીવ,[1] અખા એનું લક્ષણ જીવ.
નાટક ચાલે માયાતણું, સકલ જીવ શણગાર્યાં ઘણું;
કાલ ફેરવે ચૌદ ચોવટે, એકને આપે એકનું ઝટે;
અખા વગોવે માયા કરાલ, જાણ પંડિત શ્રીમંત ભૂપાલ."

એક ક્ષણ પૂર્વે પણ જાણ્યામાં આવતું નથી કે અવે કેવો વેશ લેવો પડશે, તેથી આપણે પ્રથમથી જ સજ્જ રહેવું જોઇયે. એક હેવાર્ડ નામે કવિ કવે છે કેઃ—

"Be ready for all changes in thy fortune;
Be constant when they happen; but above all,
Mostly distrust good fortune's soothing smile;
There lurks the danger, though we least suspect it."

HAVARD.

(રાગ જંગલો.)

'ભાગ્યભ્રમણમાં[2] થા તું તત્પર, ભાગ્યભ્રમણમાં થા તું રે,
ઉદયઅસ્તમાં અચલિત મન રે', એ નિત્ય ચલિ વા ખાતું રે,

૧ નપુંસક. ૨ ભાગ્યનું ફરવું.

ભાગ્યોદયથી ઉન્મત ન જ થા, વિઘ્ન ભમે ન કલાતું[1] રે,
(એ નિશ્ચય માની તું મનમાં, સમ[2] રહી હરિ ગુણ ગા તું રે.)'
ભાગ્યભ્રમણમાં.

અસ્તોદય અનિવાર્ય છે અને તે અકસ્માત્ આવી પડે છે તેથી તેસારૂ સર્વેએ યથાશક્તિ સાવધાન અને તત્પર રહેવાની આવશ્યકતા છે. અસ્તોદયના પ્રહાર[3] ઝીલવાને વિરલ પુરુષ જ સમર્થ થાય છે. એક દૃઢતા અને જ્ઞાનનું કવચ જ તેમાંથી આપણું રક્ષણ કરે છે; અથવા મનના સ્વાભાવિક મહત્ત્વરૂપ ઈશ્વરનો પ્રસાદ મળેલો હોય તો, તેની અગાધ ગંભીરતા, સમુદ્રસમ, અવસ્થાન્તરમાં શાન્ત રહે છે.

(વિપત્તિ સંપત્તિમાં વર્તન.)

ઉદય અસ્ત અથવા સુખદુઃખમાંથી એક પણ આપણા ઉપર આવી પડવાનું જ; ત્યારે અવે આપણે તે વેલા શી રીતિએ વર્ત્તવું એ જાણવું અતિ ઉપયોગનું છે.

શ્રીવ્યાસનારાયણ મહાભારતના શાન્તિપર્વમાં વદે છે કેઃ—

"सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वाऽप्रियम् ।
प्राप्तं प्राप्तमनुभवेत् हृदयेनापराजितः" ॥ ४९ ॥

અર્થઃ—'જો સુખ અથવા દુઃખ, જો પ્રિય વા અપ્રિય, જે જે પ્રાપ્ત થાય તે તે હૃદયે કરી [4]અપરાજિત (થઈ) અનુભવવું.'

શેકસપિયર કવે છે કેઃ—

"Though Fortune's malice overthrow my state,
My mind exceeds the compass of her wheel."

(દુહો.)

'કરે દૈવનો દ્વેષ જો મારી દશા વિપરીત[5];
પણ તે ચક્રની સીમથી, દૂર વસે મમ ચિત્ત.'

તેમાં પણ વિપત્ કરતાં સંપત્‌માં મનુષ્યોએ બહુ જ સાવધાન રહેવાની અપેક્ષા છે. આ જગત્‌ના સામાન્ય લોક પોતાની

---

૧ જાણ્યામાં આવે નહિ એમ. ૨ દુઃખ સુખમાં સરખા ભાવે રહેવું. ૩ માર. ૪ હારી ગયા વિના. ૫ ઉલટી.

અને વિપત્તિમાનની વચ્ચે દયાનો કાચ રાખી જુવે છે, તેમ પોતાની અને સંપત્તિમાનની વચ્ચે ઈર્ષ્યાનો કાચ રાખીને જુવે છે. દયાના કાચમાં એવો ગુણ છે કે,–ભૂષણને અધિક દેખાડે ને દૂષણને છાયામાં નાખે; તેમ ઈર્ષ્યાના કાચમાં એવો ગુણ છે કે,–દૂષણને અધિક કરી દેખાડે અને ભૂષણને છાયામાં નાખે. સંપત્તિસમયે એવી વિચિત્ર અવસ્થામાં મનુષ્ય આવી પડે છે. સંપત્તિમાનની સર્વ જન આશા રાખે છે. સર્વની આશા પૂરી કરવી એ દુર્લભ છે, તેથી જેની આશા પૂરી થતી નથી તે પછી તેનું વાકું બોલે છે. સમૃદ્ધિ પામતા મનુષ્યઉપર શ્રીમાન્ અને રંક ઉભય વર્ગનાં મનુષ્યો દ્વેષભાવથી જુવે છે. સમૃદ્ધિમાન્ મનુષ્ય શ્રીમંતોની સમીપ આવતો જાય છે તેથી શ્રીમંતો દૃષ્ટિદોષથી ભૂલમાં એમ સમજે છે કે, આપણને તે પશ્ચાત્ નાંખે છે; અને તેથી તેઓ દ્વેષ કરે છે. રંક મનુષ્યોને તો ખરેખર તે પાછળ જ મૂકે છે, તેથી તેઓને અદેખાઈ આવે છે. અને તેને નિંદાપાત્ર કરે છે. એમ ઉભયવર્ગની કઠોરદૃષ્ટિ તેના ઉપર પડે છે. સમૃદ્ધિપામનારના અંતઃકરણમાં પાછી નીચે પડવાની ભીતિ રહે છે તે તો વળી જુદી.

એ પ્રકારે બહુ સૂક્ષ્મા[1] સ્થિતિમાં સમૃદ્ધિ કિંવા ઉદય પામનાર મનુષ્ય છે, એ તેણે સદા સ્મરણમાં રાખવું જોઇયે. ઉદય પામનારે કેટલાક મુખ્ય નિયમો અવશ્ય મનમાં રાખી તે ધોરણ ઉપર ચાલવું જોઇયે છિયે, નહિ તો તેને પશ્ચાત્તાપ કરવાનો કાલ બહુ પાસે આવે છે.

પોતાના મનમાં કિંચિત્માત્ર પણ ઉદયનો મદ કે ગર્વ રાખવો જોઇયે નહિ. કંઈ પણ ઉદય થાય તે ઈશ્વરના અનુગ્રહથી[2] થયો એમ માની તેનું સર્વ માન ઈશ્વરને અર્પણ કરવું. ઈશ્વરકૃપા અને પૂર્વજના પુણ્યથી તથા સારા મનુષ્યોની આશિષ્થી, જે સારૂં થાય છે તે થાય છે, એમ ધારવું એ સુતર,[3] લાભકારક અને સુખકર છે. કારણ એકલા પોતાના જ પરાક્રમથી ઉદય થાય છે

૧ critical. બારીક. ૨ અંગીકાર, દયા, મેહેરબાની. ૩ વધારે સારૂં, Better.

એવું જે માને છે, તે સત્વર[1] મદથી અંધ થઇ, ઉદ્ધત[2] અને ગર્વી થઇ પડે છે. તેનું પરિણામ આ થાય છે કે; તે ઠોકર ખાય છે અને પીડા પામે છે.

યથાશક્તિ પ્રાણિમાત્રનું કલ્યાણ કરવાનું સાધન થવાય એ જ ઉદયનું ફલ છે. એ વાર્તા સદાકાલ લક્ષમાં રાખવી જોઇયે. જે ઉદય પામેલાથી કોઇનું કલ્યાણ નથી થયું તેનો ઉદય નિષ્ફલ છે. સૂર્યના કિરણવતે, સ્વાભાવિક નીચગતિમાન્ જલના કણ આ પૃથ્વી ઉપરથી ઊંચે જાય છે; અને નિર્મલ અને મિષ્ટ રૂપમાં પાછા પૃથ્વી ઉપર અન્તે વર્ષે છે; અને પ્રાણીમાત્રના સુખની વૃદ્ધિ કરે છે. તેમ ઈશ્વરકૃપાવતે જે પુરુષ ઉચ્ચ ઉદય પામે તે પણ, પોતાના ગુણોથી બહુ પ્રાણીના સુખની વૃદ્ધિ કરવા સાધનભૂત થાય ત્યારે જ, તેનો ઉચ્ચ ઉદય સાર્થક થયો ગણાય. જે ઉદયથી કોઇને લાભ નથી તે ઉદય મિથ્યા છે. લોકનું હિત કરવું એ જ ઉદયનું સ્વરૂપ અને સત્ત્વ છે. એ સત્ય, ઉદયમાન પુરુષોએ મનમાં સજડ કરી રાખવું જોઇયે; અને આરંભથી જ લોકોપકાર અર્થે સર્વ પ્રયત્ન કરવા જોઇયે. પોતાના નિમિત્તથી[3] લોકોને સુખી થયેલા જોનારને જે આનંદ થાય છે, તેનો અનુભવ તો તેને જ છે. ઉદયસમયે કરેલાં સત્કર્મ ચિરંજીવ છે. કંઇ અદૃષ્ટ યોગથી અસ્ત થાય તો સત્કાર્ય કર્યાનું સ્મરણ પણ સુખપ્રદ થાય છે.

આ જગત્ના પદાર્થમાત્ર અસ્થિર છે. ઉદય પામનાર ક્યાં અટકશે અને ક્યારે પડશે, એ કોઇથી કલી શકાતું નથી. ચડે તે સદા પડવાના માર્ગમાં છે. એક ક્ષણમાં અસ્ત થવાનો હોય છે પણ તે ઉદય પામનારના કે અન્યના કળ્યામાં આવતું નથી તેથી શાસ્ત્રમાં કહ્યું છે કે:—

"धर्मस्य त्वरिता गतिः"

જે કંઇ સારૂં કરવાનું ધાર્યું હોય તે તે જ ક્ષણે કરવું. કલ્યાણ કરવા જતાં જે વિપત્તિમાં આવી પડે છે, તેને તેનું અંતઃકરણ એવું સાહાચ્ય કરે છે કે, વિપત્તિના દુઃખનો તેના ઉપર બહુ પ્રસાર થતો નથી. સર્વ લોક પણ તેના ઉપર સમભાવ[4] રાખી

૧ તુરત. ૨ છકેલા. ૩ કારણ, સાધન. ૪ દુઃખથી દુઃખી થવું અને સુખથી સુખી થવું. Sympathy.

તેની અનુકૂલતા તથા કીર્ત્તિ એવી વધારે છે કે, પેલા સારૂં કરવા જતાં સંકટમાં આવનારના મનોરથ અંતે પૂરા થાય. તેથી સારૂં કરતાં સંકટ આવેથી પાછાં હઠવું નહિ. જે વૃક્ષઉપર મિષ્ટ ફલ થાય છે તે વૃક્ષના મૂલમાં, થડમાં, શાખામાં કે પત્રમાં તે મિષ્ટતા જણાતી નથી. પરંતુ તે વૃક્ષ ઉપર ફલ આવે છે ત્યારે તે ફલમાં જ અપૂર્વ મિષ્ટતા એકત્ર થઇ જણાઇ આવે છે; તેમ સદ્ગુણનો અમૃત જેવો સુસ્વાદ પણ જેવો તેના ફલમાં છે તેવો પ્રથમાવસ્થામાં લાગતો નથી.

(ગીતિ.)

જલ સતકર્મનું સિંચી, કલ્પતરુને ઉછેરી જીવનમાં,
ધીર સદાચારી નર, લહે મધુરતા સુખે જ શુભ ફલમાં.

(મહાત્માઓનાં ચરિત વાચવાની આવશ્યકતા.)

સંપત્તિ વિપત્તિમાં કેવી રીતિએ વર્ત્તવું, તેવિષે એવા એવા વિચાર કર્યાથી સમજણ પડે, તો પણ સંપત્તિ વિપત્તિમાં ઝબકોળાયલા પુરુષો કેવી રીતિએ પાર ઉતર્યા છે, એ જાણ્યાથી વિશેષ સમજણ પડવાનો અને અનુકરણ થવાનો સંભવ છે તેથી, સત્પુરુષોનાં જીવનચરિત્ર વાંચવાની બહુ આકાઙ્ક્ષા છે. પૂજ્યપાદ વ્યાસ વદે છે કે:–

"पुराणमितिहासाश्च तथाख्यानानि यानि च ।
महात्मनां च चरितं श्रोतव्यं नित्यमेव च" ॥

महाभारत–अनुशासनपर्व.

'પુરાણ, ઇતિહાસો, તથા જે આખ્યાનો, મહાત્માઓનાં ચરિત (છે), એ નિત્ય શ્રોતવ્ય છે.' એ યથાર્થ છે. આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ થાય છે. સજ્જનોનાં જીવનચરિત્રરૂપ શુદ્ધ આહારથી આપણા સત્ત્વ-અન્તઃકરણ–ની શુદ્ધિ થઈ તેમાં સામર્થ્ય આવે છે. "અન્ન એવો ઉદ્‌ગાર[1]" એ યથાર્થ છે. તેથી સદા ઉચ્ચ દૃષ્ટાન્ત જોવાં, ઉચ્ચ વિચાર કરવા, અને ઉચ્ચ મન રાખવું. આપણી રંકતા ઉપર જોઇ એમ ન સમજવું કે આપણાથી અમુક

---

૧ ઓડકાર.

કર્મ નહિ થઇ શકે. ઈશ્વરકૃપા હોય છે તો અલ્પ મનુષ્ય મહત્-કર્મ કરનાર થાય છે. એથી સદા શુભવાસના અને ઉન્નતેચ્છા[૧] રાખવી. મહોત્સાહી, અને સત્કાર્યમાં સાહસિક, અને ઉચ્ચ અસ્તોદયના માર્ગસ્થ થઈ સદા વર્ધમાન થવાનો પ્રયત્ન કરવો. સદા ઊંચી ગતિ થાય એવો દૃઢ નિશ્ચય કરી તે ઉપર અચલદૃષ્ટિ રાખી જગત્‌માં વર્ત્તવું. અસ્તોદયથી દૂર રહેવામાં પરાક્રમ નથી, પણ તે સાથે [૨]યુદ્ધ કરી શુદ્ધ જણાવામાં પરાક્રમ છે; તેથી ઉદયની આશા રાખી, ગમે તેવી અવસ્થામાં હઇયે તોપણ ઉત્તરોત્તર ઉચ્ચ થવાની શુભેચ્છા રાખવી અને તેને સફલા કરવા પ્રયત્નો કર્યા કરવા. મહત્‌કૃત્ય કરવાનો આધાર બાહ્યના ઉપાધિ ઉપર નથી. બહુ કરી ઓછા ઉપાધિવાલા મનુષ્યોને પોતાના સ્વલ્પ ભારને લીધે ઉદય પામવા સારૂ ઊંચે ચઢવા અધિક અનુકૂલતા હોય છે. ઇતિહાસ અને ઉપાખ્યાનો જોતાં પણ બાહ્યથી રંક દેખાતાં મનુષ્યોએ કરી અધિક ઉચ્ચ અને ઉપયોગિ કાર્યો થયાં છે એમ જણાય છે. વિશેષ આધાર અન્તર્‌ની મહત્તાઉપર જ છે. પોતાની બાહ્યની સામાન્યસ્થિતિ સામું જોઇ નિરાશ થવા કોઇને કંઈ કારણ નથી. સર્વદા ઉન્નતેચ્છા તથા મહાશય રાખી પુરુષાર્થ સિદ્ધ કરવા પ્રયત્નો કર્યા જવા એ જ સર્વનું કર્તવ્ય છે.

( મહેચ્છા અને ઉચ્ચાશય સદા રાખવાં. )

સ્વાર્થના પ્રસંગમાં સન્તોષી થવું જેવું સુખકર છે અને ઉચિત છે, તેવું પરમાર્થના પ્રસંગોમાં અને કાર્યોમાં અસન્તોષી થવું એ ઉચિત, કીર્તિકર, અને સુખકર છે. પરતાપનિવારણાર્થે અને પરોપકારાર્થે આદરથી અને મહેચ્છાથી સદા પ્રવૃત્ત રહેવું એ જ મહાત્માઓની મહત્તા છે. મહાજનો પરહિત કરવામાં તૃપ્તિ પામતા જ નથી. ગમે એવું દુષ્કર કર્મ હોય છે એ તેવા મહાશયોને સુકર થાય છે.

"नाल्पीयसि निबध्नन्ति पदमुन्नतचेतसः ।
येषां भुवनलाभेऽपि निःसीमानो मनोरथाः ॥"

---

૧ ભારે ઉંચી ઇચ્છા. ૨ લડી ચોખાં જણાવામાં.

'ઉન્નતચેતાઓ[1] અલ્પતર પદાર્થોમાં પાદને બાંધતા નથી; (અર્થાત્ ક્ષુદ્ર વિષયમાં અટકતા નથી.) અખિલ ભુવનનો લાભ થયે સતે પણ જેઓના મનોરથ નિઃસીમ હોય છે.'

હર્બર્ટ કવે છે કે:—

"Pitch thy behaviour low, thy projects high,
So shalt thou humble and magnanimous be.
Sink not in spirit; who aimeth at the sky
Shoots higher much than he that means a tree."

G. HERBERT.

'તારો વ્યવહાર નીચે અર્થાત્ સામાન્ય રાખ્ય, પણ તારો ઉદ્દેશ ઉચ્ચ રાખ્ય; એમ કરેથી તું ઉભય-નમ્રાત્મા અને મહાત્મા-થઇશ. ઉત્સાહને બુડવા ન દઈશ; જે કોઇ આકાશમાં લક્ષ્ય કરી અસ્ત્ર મારે છે, તે, બીજો કોઇ એક વૃક્ષના ઉપર લક્ષ્ય કરી અસ્ત્ર મારે તેના કરતાં વધારે ઊંચું મારી શકે છે.'

એમ છે તો, ઉચ્ચ આશય રાખવામાં સહાયભૂત જે સત્સમાગમ તેની છાયામાં વસવું, અને સત્કાર્યકારી મહાત્માઓની પ્રતિમા[2] તે સ્મરણસ્થાનમાં[3] સ્થાપી વારંવાર તેનું ધ્યાન કરવું, એ ઉચિત અને હિતકર છે; અને એ જ હેતુથી અગ્રે થોડાક મહાન્ત પુરુષોનાં ચરિત્રમાંથી સારભૂત કંઇક લખવામાં આવશે. સંપત્તિ, વિપત્તિ કિંવા ઉદય અને અસ્ત એ ગુણવાચક છે. તે નિરાકાર છે. તે કોઈ આકારવાન્ પદાર્થમાં આવી દૃશ્યમાન પરિણામને પામે છે, ત્યારે આપણે તેને જોઈ શકિયે છિયે. ગુણીના આશ્રયથી ગુણનું દર્શન થાય છે. સામાન્ય અસ્તોદય તો પ્રાણીમાત્રનો નિરંતર અગોચર[4] થયાં જ જાય છે, એ વાર્તા પૂર્વે આવી છે. વિશેષ અસ્તોદય કેવું રૂપ ધરે છે તેની કંઇક કલા અત્રે જોઇયે.

પરાવર્તક પદાર્થ વિના બીજા દ્વારથી પ્રતિબિંબ થતું નથી, તેમ ગુણવાન્ મહાજનવિના બીજા જનદ્વારા, ઉદય અસ્ત પ્રતીત

---

૧ ઉદાર મનવાળા. ૨ મૂર્તિ, છબી. ૩ યાદદાસ્તમાં. ૪ જાણ્યામાં આવે નહિ એમ.

થતો નથી. સૂર્યચંદ્રના આકર્ષણથી કોઈ કૂપ કે તલાવમાં ભરતી આવી સાંભળી નથી, માત્ર સાગર ઉપર જ ભરતી ઓટ થાય છે, તેમ ઉદયઅસ્તરૂપ સૂર્યચંદ્ર પણ, મહાજનો ઉપર જ સંપત્તિ વિપત્તિના ભરતી અને ઓટ આણે છે. તેથી જેનાઉપર સંપત્તિ વિપત્તિ આવે તેણે પોતાને કર્મી અકર્મી કિંવા સદ્‌ભાગી દુર્ભાગી ન સમજવું, પરન્તુ મહાજનના વર્ગમાં જવાની યોગ્યતા મળે છે એમ માનવું. સદર્થે સંપત્તિત્યાગનાં અને વિપત્તિસહનનાં દુઃખરૂપ લક્ષાવધિ નાણાં આપતાં પણ મહાજનોની પંક્તિમાં[1] પ્રવેશવા પાત્ર થવાય, એ મહાલાભ સમજવો.

(ઉદયાસ્તથી થતા વિકારોમાં મહાત્માઓની એકરૂપતા.)

અવે ઉદય અસ્તના ભરતીઓટ સમયે શા શા વિકારો થાય છે એ જોઇયે:—

આ સતત ગતિમતી પૃથ્વી ઉપર અસ્તોદયની આવૃત્તિ અવિચ્છિન્ન થયાં જ જાય છે. તેનાં દુઃખસુખોની ઉપેક્ષા કરી મહાત્માઓ જ દૃષ્ટાન્ત દેતા તેમાં અવિકારી, સ્વસ્થ, અને લોકહિતપરાયણ રહી શકે છે. ઉદય અસ્તનું આકર્ષણ લાગ્યું કે, રાજાના રંક અને રંકના રાજા થાય છે; ઉદય અસ્તનું આકર્ષણ લાગ્યું કે મૂર્ખના પંડિત અને પંડિતના મૂર્ખ થવા માંડે છે; ઉદય અસ્તનું આકર્ષણ નિર્બલને બલવાન્ અને બલવાનને નિર્બલ કરી મૂકે છે. ઉદય અસ્તના આકર્ષણથી મહારાજ ભર્તૃહરિ વદે છે તેમ:—

"क्वचिद् भूमौ शायी क्वचिदपि च पर्यंकशयनः
क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः।
क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो
मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम्" ॥

એ જ શ્લોકનો વિસ્તરથી પ્રાકૃત અનુવાદ હોય એમ સામલભટ્ટ નીચેના છપ્પયમાં કવે છે કે:—

---

૧ હારમાં.

(છપય.)

"કોઈ દિન અમૃત અ'હાર, કોઈ દિન લુખી ભાજી,
કોઈ દિન પળવું પાય, કોઈ દિન ચડવા વાજી[1],
કોઈ દિન સુંદર સેજ[2], કોઈ દિન ભૂપર[3] પડવું,
કોઈ દિન વિવાહ હોય, કોઈ દિન દુઃખથી રડવું,
કોઈ દિન રળવું રીઝથી, કોઈ દિન ખોવા દામને,
**સામલ હિમત ન હારિયે, સભારી શ્રીરામને.**
કદિ ચડવા સુખપાલ, કદિ શિર ભાર ઉચકિયે,
કદિ ભોજન બહુ ભાત, કદિ અન્ન વિના અટકિયે,
કદિ પંચ પોશાક, કદિ કૌપીન[4] ભર જઇયે,
કદિ સેવક નિજસાથ, કદિ કિંકર[5] પણ થઇયે,
કદિ આપ સદાવ્રત આપિયે, કદિ આપણ કર ઓડિયે[6],
**સામલ કે' સમરી રામને, છત હિંમત નવ છોડિયે."**

"Whoever observes the world, and the order of it, will find all the motions in it to be only vicissitude of *falling* and *rising;* nothing extinguishes, and even those things which seem to us to perish are in truth but changed. The seasons go and return; day and night follow in their courses; the heavens roll, and nature goes on with her work. All things succeed in their turns; storms and calms."

Selections from Seneca. p. 45.

'જે કોઈ આ જગતને અને જગતક્રમને અવલોકે છે, તે દેખે છે કેઃ–તેમાં જે ગતિઓ છે તે કેવલ અસ્તની અને ઉદયની આવૃત્તિ જ છે; કશું નાશ પામતું નથી; અને જે પદાર્થ આપણને નાશ પામતા જણાય છે તે પદાર્થ પણ વસ્તુતઃ માત્ર વિકાર જ પામે છે. ઋતુઓ જાય છે અને આવે છે; દિવસરાત્રિ પરસ્પર અનુસરે છે; આકાશમંડલ લોટતું દેખાય છે; અને સૃષ્ટિ પોતાનાં કાર્ય કરર્યાં જાય છે. સર્વ પદાર્થ અનુક્રમે વર્ત્તે છે; ઉપદ્રવ અને શાન્તિ.' સેનેકા.

---

૧ ઘોડા. ૨ શય્યા, ખાટલો. ૩ જમીન ઉપર. ૪ લંગોટી. ૫ ચાકર. ૬ હાથ ધરી માગિયે.

અસ્તોદયનું આકર્ષણ મહા વિસ્તાર પામેલા કુટુંબને નિર્વંશ કરી મૂકે છે, અને નિર્વંશ થતાં એક રહી ગયેલા બાલકને મહા વિસ્તારવાલા કુટુંબનો પિતા વા પિતામહ કરી દે છે. અસ્તોદયનું આકર્ષણ શૂરને કાયર કરે છે, અને કાયરને શૂર કરે છે. ઉદય-અસ્તના આકર્ષણથી જ્યાં જીતના ડંકા વાગ્યા હોય છે, અને જયજયના શબ્દઘોષ ગર્જી રહ્યા હોય છે, ત્યાં શોક પરાજય અને નિરાશાના હ્રદયઉપરના ધમકારા, અને ત્રાહિ ત્રાહિના[1] પોકાર સંભળાય છે. અને સંક્ષેપમાં અસ્તોદયનું આકર્ષણ એટલું વિપરીત અવસ્થાન્તર કરી મૂકે છે કે, ધોળાનું કાળું અને કાળાનું ધોળું; અને પૂર્વનું પશ્ચિમ અને પશ્ચિમનું પૂર્વ. એવાં અસહ્ય અને દુર્ઘટ અવસ્થાન્તર થાય છે ખરાં, તથાપિ તેમાં જે સત્ય મહાજનો છે તેઓ પોતાનું સ્વરૂપ મૂકતા નથી. એક પંડિત કથે છે કેઃ—

"उदये सविता रक्तो रक्तश्चाऽस्तमने तथा ।
संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥"

'જેમ સૂર્ય, ઉદય સમયે રાતો હોય છે, અને અસ્ત પામતાં પણ રાતો જ હોય છે; તેમ જ સંપત્તિમાં પણ અને વિપત્તિમાં પણ મહાપુરુષોની એક જ રૂપતા રહે છે.'

એમ વિષમ[2] દેશ કાલમાં અને વિષમ અવસ્થામાં જે એકરૂપ રહી શકે છે તે જ મહાપુરુષ છે, એવું સર્વ દેશના અનુભવીઓનું મત છે. આરિસ્ટોટલ નામે ગ્રીસદેશનો પ્રખ્યાત તત્ત્વજ્ઞાની પણ કથે છે કેઃ—

"The magnanimous man will behave with moderation under both good fortune and bad. He will know how to be exalted and how to be based. He will neither be delighted with success nor grieved by failure." ARISTOTLE.

'સારા અને નઠારા ઉભય ભાગ્ય નીચે મહાત્મા પુરુષ સમ-

---

૧ અતિ દુઃખમાં બોલાઇ જતા શબ્દ,–રક્ષણ કરો રક્ષણ કરો.
૨ ઊલટા, કઠિણ.

વૃત્તિથી ચાલશે. ઊંચે કેમ ચડવું અને નીચે કેમ પડવું તે, તે જાણશે. જય થયાથી તે બહુરાજી થઇ જશે નહિ, તેમ પરાજય થયાથી તે શોકાતુર થઈ જશે નહિ.'

( મહાજનોનાં દૃષ્ટાન્તો શિક્ષક છે. )

સંપત્તિવિપત્તિનું અનેક પ્રકૃતિનાં મનુષ્યો સાથે મિશ્રણ થયાથી, સંપત્તિવિપત્તિ અગણિત રંગ ધારણ કરે છે. તે સંપત્તિવિપત્તિના રંગથી ચિત્રિત પુરુષોની શુભ કથા અને સંપત્તિવિપત્તિના આકર્ષણસમયે તેઓનાં આચરણ,–પૂર્વે સૂચવ્યા પ્રમાણે, આપણે દૃષ્ટાન્ત લેવા સારૂ,–સદા સ્મરણમાં સંગ્રહવાં જોઇયે: અને યથાશક્તિ તેઓને અનુસરવા લક્ષ રાખવું જોઇયે. મહાજનોની પ્રેરક તથા સુખદ શુભ કથાઓ, દુઃખના પ્રસંગે દુઃખની તીક્ષ્ણતા દૂર કરી, સાન્ત્વન, ધૈર્ય, ઉત્સાહ આદિ આપી, બહુ સહાયદાયિનીઓ થાય છે; અને સુખમાં સાવધાનતા રખાવી, ઉન્મત્ત થતાં નિવારી, સુખનાં સારાં ફલનું સાધન થાય છે. અંધકારમાં દીપકવત્ પોતે પ્રજ્વલી પરને પ્રકાશ આપનાર મહાત્માઓનાં અચિન્ત્યહેતુક ચરિત સુબોધક અને અતિ ઉપયોગિ છે. તેવાં ઉચ્ચ મહાત્માઓનાં પુષ્ટિવર્ધન દૃષ્ટાન્તથી અનાયાસે સારૂં શિખી લેવાય છે. આવશ્યક સમયે તે એક તારકરૂપ આધાર થાય છે. પ્રખ્યાત બર્ક ભાષે છે કે:—

"Example is the school of mankind, and they will learn at no other."

BURKE.

'દૃષ્ટાન્ત છે એ મનુષ્યજાતિની શાલા છે, અને તેઓ બીજે કહિ શીખશે નહિ.' અર્થાત્ અનુકરણશીલ મનુષ્ય, દૃષ્ટાન્તથી જ શીખે છે. તો અવે કેવાનાં દૃષ્ટાન્તથી શીખવું તે વિષે માર્ક એન્ટોનીનાં મુખથી શેક્સપિયર કહેવરાવે છે કે:—

" For mine own part,
I shall be glad to learn of noble men."

SHAKESPEARE.

'હું તો મહાત્માઓથી જ શીખવાને રાજી થઈશ.'

કોઈ એમ શંકા કરે કે રંક અને સામાન્ય લોકને મહાત્માઓનાં દૃષ્ટાન્ત શા કામનાં. પણ એ શંકા યોગ્યા નથી. મહત્ છે અન્તઃકરણ જેનું તે 'મહાત્મા' કહેવાય છે. તે મહાત્મા થવાનો આધાર બાહ્યસ્થિતિ ઉપર નથી પણ અન્તઃકરણની સ્થિતિ ઉપર છે. બાહ્યસ્થિતિ ગમે તેવી હોય તોપણ મહાત્મા થવાઈ શકાય છે. એ સૂક્ષ્મ સિદ્ધાન્ત દૂર રાખિયે તોપણ આપણા પૂર્વજ મહાત્માઓનાં દૃષ્ટાન્ત અનેકરીતિએ બહુ લાભકારક જ છે. ગ્રીક દેશનો જગત્પ્રસિદ્ધ વક્તા ડીમોસ્થીનીઝ ભાષે છે કેઃ—

"If occasion be wanting, and we cannot act like our ancestors, let us at least think like them, and imitate their greatness of soul." DEMOSTHENES.

'કદાપિ પ્રસંગનો અભાવ હોય અને આપણા પૂર્વજો સમાન આપણે આચરી વા કાર્ય કરી ન શકિયે, તોપણ ઓછામાં ઓછું, તેઓના જેવા વિચાર તો આપણે કરવા જ જોઇયે, અને તેઓની આત્માની મહત્તાનું અનુકરણ કરવું જોઇયે.' અને એ જ આશયથી અત્રે દૃષ્ટાન્ત લખવામાં આવે છે.

(સત્યવાદી હરિશ્ચંદ્ર.)

**સત્યવાદી હરિશ્ચંદ્ર**—એ એક મહારાજ હતા. તેને સર્વ પ્રકારનું સુખ સાનુકૂલ હતું. રાજાપ્રજાની પરસ્પર મહતી પ્રીતિ હતી. તે રાજા સર્વ પ્રકારની સંપત્તિના સમુદ્રની લહરીમાં સુખે લોટતા હતા. તથાપિ તે સદ્‌ગુણી, સદાચારી અને જ્ઞાની હતા. સંપત્તિની ચંચલતા અને સંપત્તિનું કપટ કેવું છે, તે તેઓ યથાર્થ સમજતા હતા. સંપત્તિનો કેટલો વિશ્વાસ કરવો તે પણ તે જાણતા. સંપત્તિની અનુસારિણી જે વિપત્તિ, તે અનિવાર્યા છે એમ સાંભલ્યાથી, તેને ભેટવા સદા તે સજ્જ રહેતા. તેઓ સરલ અને ધોરી માર્ગે ચાલતા, તે સતે પણ વિપત્તિની ભેટ તેઓને થઈ. વિપત્તિ પોતાના બહુ ભયંકર આકારમાં તેઓના ઉપર આવી પડી.

હરિશ્ચંદ્રમાં પ્રવેશ કરવા વિપત્તિને અન્યમાર્ગ ન મલ્યાથી તેના સદ્‌ગુણ દ્વારથી જ તેને અતિ દુઃખ દેવા તેણે પ્રયત્ન કરયો. પણ તે વિપત્તિના તાપથી હરિશ્ચંદ્ર, કાઞ્ચનસમ શોધાઇને, અધિક

શુદ્ધ અને તેજસ્વી દેખાયા, એટલું જ નહિ પણ, તે જ વિપત્તિ તેનું યશઃશરીર અમર કરવામાં સબલ સાધન થઈ છે. તે ઉપરથી એમ સિદ્ધ થાયછે કે વિશુદ્ધને, પ્રતિકૂલ શત્રુ પણ ઉપયોગિ સાધન થઈ પડે છે, તો અનુકૂલ મિત્ર શુભ સાધન થાય તેમાં તો શંકા જ શી ?

[1]હરિશ્ચંદ્રરાજાની પરમપાવની[2] કથાનો સાર નીચે પ્રમાણે છેઃ-સૂર્યવંશી ત્રિશંકુના પુત્ર હરિશ્ચંદ્રે રાજસૂય યજ્ઞ કરી સર્વેને તૃપ્ત કર્યાં. તેઓએ અતીવ પૂજિત મહાવિદ્વાન્ તત્ત્વવેત્તા બ્રહ્મર્ષિ વસિષ્ઠ ત્યાંથી દેવસદનમાં[3] ગયા. ત્યાં વિશ્વામિત્ર મળ્યા તેઓએ પૂછ્યું કેઃ—'હે મુનિસત્તમ! આ મહતી પૂજા ક્યાંથી પ્રાપ્ત થઈ.' વસિષ્ઠે ઉત્તર આપ્યું કેઃ—'પ્રતાપવાન્ હરિશ્ચંદ્ર મારો યજમાન છે તેણે રાજસૂય યજ્ઞ કરચો, જે હરિશ્ચંદ્રના જેવો સત્યવાદી, દાતા, ધર્મશીલ, તથા પ્રજારંજનતત્પર અન્ય નૃપ થયો નથી અને થશે નહિ. તેના યજ્ઞમાં મને પૂજા પ્રાપ્ત થઈ છે.'

"हरिश्चंद्रसमो राजा न भूतो न भविष्यति."

એમ સાંભળી સ્વભાવથી જ ક્રોધી વિશ્વામિત્રને અતિ કોપ ચઢ્યો, અને 'પણ' લીધું કેઃ-'તે હરિશ્ચંદ્રને અસત્યવાદી, અદાતા, અને મહાખલ કરૂં નહિ તો મારૂં સંચિત પુણ્ય નાશ પામો.' એવું 'પણ' લઈ વિશ્વામિત્ર હરિશ્ચંદ્ર પાછલ પડ્યા, અને અનેક યુક્તિપ્રયુક્તિથી તેને સદ્‌ગુણથી ચલાવવા પ્રયત્નો કરવા માડ્યા. હરિશ્ચંદ્ર પોતાની પ્રજાના પાલનરંજનમાં સદા તત્પર હતા. પ્રથમ એક સુંદર બાલકસ્ત્રીને વિશ્વામિત્રથી પીડા થવા માડી. રાજાએ તેને તે પીડાથી મુક્ત કરવા વિશ્વામિત્રને વિનવ્યા કેઃ—'આપને જે વાંછિત હોય તે કરવા હું તત્પર છું. લોકને પીડા મા કરો.'

વિશ્વામિત્ર એ યુક્તિમાં સફલ ન થયા ત્યારે તેઓએ બીજો પ્રયોગ કરચો.

લોકોને બહુપીડા કરનાર એક મહાસૂકર[4] જંગલમાં આવ્યો,

---

૧ આ કથાનો સાર શ્રીમદ્દેવીભાગવતના સપ્તમસ્કંધના અધ્યાય ૧૭ થી ૨૭ માંથી લીધો છે. ૨ પવિત્ર કરનારી. ૩ દેવોનું સ્થાન. ૪ સુવર, જંગલનાં ડુકર, ભુંડ.

તેને મારવા હરિશ્ચંદ્ર જંગલમાં ગયા. ત્યાં માર્ગ ભૂલતાં મધ્યાહ્ને એક નદી પાસે આવ્યા અને પાણી પીધું. તહિં વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરી વિશ્વામિત્ર આવ્યા. તેઓને માર્ગ પૂછી હરિશ્ચંદ્રે કહ્યું કે:–'બ્રહ્મન્! જો યજ્ઞ અર્થે ધનેચ્છા હોય તો અયોધ્યામાં આવજો. હું પુષ્કલ ધન આપીશ'. વિશ્વામિત્રે ઉત્તર આપ્યું કે:—'વસિષ્ઠે વદેલી તમારી વિપુલા કીર્ત્તિ પૂર્વે મેં સાંભલી છે કે, મહીતલમાં તમારા જેવો દાતા નથી. તેથી હું પ્રાર્થું છું કે મારા પુત્રના વિવાહસારૂ ધન આપો.' પછી રાજા નગરમાં આવ્યા. ત્યાર પછી રાજા પાસે દાન લેવા વિશ્વામિત્ર ત્યાં આવ્યા તે સમયે રાજાએ કહ્યું કે:—

'હે દ્વિજ! જે અભીષ્ટ હોય તે કહો. જે વાંછિત હશે તે સંસારમાં અદેય[1] હશે તોપણ દઈશ. હું સાંપ્રત યશ:કામી[2] છું. વિભવ પામીને પરલોકનું સુખ આપનાર શુદ્ધ યશ જેણે મેળવ્યો નહિ તેનું જીવિત નિશ્ચય વ્યર્થ છે.'

**"व्यर्थं हि जीवितं तस्य विभवं प्राप्य येन वै ।**
**नोपार्जितं यशः शुद्धं परलोकसुखप्रदम् ॥"**

दे० भा० सप्तमस्कंध. अध्याय. १९ श्लोक २४.

હરિશ્ચંદ્રનાં એવાં ઉત્તમોત્તમ વચન સાંભલી વિશ્વામિત્ર બોલ્યા કે:—'મહારાજ! તે પુત્રને સર્વસ્વસહિત રાજ્ય આપો.' રાજા કહે કે—'રાજ્ય દીધું.' નિષ્ઠુર વિશ્વામિત્ર કહે કે—'લીધું. પણ હે રાજેંદ્ર! દાન યોગ્ય દક્ષિણા આપો.' રાજાએ તે પણ અંગીકાર કર્યું. એ વાર્ત્તા પ્રસિદ્ધ થતાં નગરમાં હાહાકાર થઈ ગયો, ધર્માત્મા રાજા, રાજ્ય આપી, પુત્રભાર્યાસહિત નગરમાંથી નીકલ્યા. [3]દુ:ખાર્ત સર્વલોક વિશ્વામિત્રને દુરાચારી, ધૂર્ત, આદિ કહી નિંદવા લાગ્યા. જતા રાજા પાસે આવી વિશ્વામિત્ર બોલ્યા કે:—'દક્ષિણાનું સુવર્ણ મને આપીને જાઓ. નહિ તો કહો કે હું નહિ આપું. એટલે હું સુવર્ણ છોડી દઈશ. જો તમારા હૃદયમાં

---

૧ ન દેવાય એવું. ૨ યશની ઇચ્છા રાખનાર. ૩ દુ:ખથી પીડિત.

લોભ વર્ત્તતો હોય તો સર્વ રાજ્ય પાછું લ્યો. દીધું એમ માનતા હો તો દક્ષિણા આપો.'

રાજા ઉત્તર દે છે કેઃ—'હું સૂર્યવંશમાં ઉત્પન્ન ક્ષત્રિય છું. રાજસૂયયજ્ઞનો કર્તા અને વાંછિતનો દાતા[1] છું. તે હું 'ન'કાર કેમ કરૂં? ઋણ[2] છે તે મારે અવશ્ય આપવાનું છે. સ્વસ્થ થાઓ. મને ધન મળે એટલા કિઞ્ચિત્ કાલની વાટ જુવો.' વિશ્વામિત્ર કહે છે કેઃ—'રાજ્ય, કોશ, સેના આદિ અર્થનાં સાધન સર્વ ગયાં છે તો અવે તમને ધનની પ્રાપ્તિ ક્યાંથી થવાની છે? ધન સારૂ મારે વૃથા આશા શા સારૂ કરવી! નિર્ધનને હું કેમ પીડું! હે ભૂપાલ! નહિ દઉં એટલું કહો. એટલે હું ચાલ્યો જઇશ.'

રાજા કહે છે કેઃ—'ધૈર્ય કરો. હું આપીશ. મારો દેહ છે. ભાર્યાનો અને પુત્રનો પણ દેહ છે. દેહને વેચીને પણ આપનું ઋણ નિશ્ચય આપીશ. હે વિપ્રેન્દ્ર! પ્રભો! કોઈ ગ્રાહક હોય તો જુવો, નહિ તો વારાણસી પુરીમાં [3]દારાપુત્રસહિત હું દાસભાવને પામીશ. અને આપ અમને દઈ તેના મૂલ્યવતે પૂર્ણ કાઞ્ચન લઈ સંતુષ્ટ થજો.'

સકુટુંબ રાજા પછી કાશીમાં આવ્યા. ઋણ કેમ અપાશે તે ચિન્તામાં રાજા દીન થઇ નીચું મુખ કરી બેઠા હતા, તેને જોઈ તેની પત્ની કહે છે કેઃ—'મહારાજ! ચિન્તા ત્યજી સ્વધર્મને પાલો. સ્વસત્યનું અનુપાલન એથી પરતર[4] ધર્મ બીજો નથી.'

"नातः परतरं धर्मं + + + स्वसत्यस्यानुपालनं।"

'એથી મને આપી દ્યો અને તે વિત્તવતે[5] બ્રાહ્મણને દક્ષિણા દ્યો.' એવું સાંભલી રાજા મૂર્છાથી પૃથ્વી ઉપર પડી ગયા. તહિં કોઈ બ્રાહ્મણને આવતા જોઈ રાણીએ કહ્યું કે,—'એઓની પાસે ધન માગો.' રાજા કહે કેઃ—'હું ક્ષત્રિય થઈ યાચના કેમ કરૂં? ક્ષત્રિયનો ધર્મ તો,–યજન,[6] અધ્યયન,[7] અને દાન તથા પ્રજાનું પ્રતિપાલન, અને શરણાગતને અભય,–એ છે. 'દે' એવું કૃપણ

---

૧ ઇચ્છેલાનો આપનાર. ૨ દેવું. ૩ સ્ત્રી. ૪ વધારે ઊંચો. ૫ ધનવડે. ૬ યજ્ઞ કરવા. ૭ વિદ્યાભ્યાસ કરવો.

વચન વક્તવ્ય[1] પણ નથી. 'દેઉં' એવું વચન મારા હૃદયમાં વસી રહ્યું છે. કહિંથી પણ દ્રવ્ય મેલવી હું બ્રાહ્મણને આપીશ.' રાણી વદે છે કેઃ—

"कालः समविषमकरः परिभवसन्मानमानदः कालः ।
कालः करोति पुरुषं दातारं याचितारं च" ॥

અ. ૨૧. શ્લો. ૧૯.

'કાલ જ સમ વિષમ કરનાર છે; પરિભવ, સન્માન અને માન દેનાર પણ કાલ જ છે. કાલ જ પુરુષને દાતા અને યાચિતા કરે છે.' 'જુવો-વિદ્વાન્ વિપ્રે ક્રોધવતે આપને રાજ્યથી અને સુખથી ભ્રષ્ટ કર્યા એ પણ કાલની જ ચેષ્ટા છે.'

રાજા કહે છે કેઃ-'તરવારની તીક્ષ્ણ ધારાએ જિહ્વાના બે કટકા કરાય તે સારૂં, પણ માનને ત્યજીને 'દેહિ[2] દેહિ' એમ બોલવું તો નહિ જ. હું ક્ષત્રિય છું. હું કિંચિત્ પણ યાચું નહિ. ભુજવીર્યથી મેલવેલું ધન હું તો નિત્ય દઉંજ.'

પત્ની કહે છે કેઃ-'મહારાજ! જો યાચવું યોગ્ય નથી તો, મને વેચી મારૂં મૌલ્ય લઇને ગુરુને દક્ષિણા આપો. અને સત્યવ્રત આપ સફલ કરો.'

પછી દુઃખી રાજાએ રંગમાં[3] જઈ ભાર્યાને વેચવાસારૂ ગદ્‌ગદ્ કંઠે કહ્યું કેઃ-'હે નાગરિકો! સાંભલો. જે કોઇને દાસીનું કામ હોય અને હું માગું તેટલું ધન આપવાની શક્તિ હોય તે ત્વરાથી બોલો.' લોકોએ પૂછ્યું કે-'પત્ની વેચવા આવેલો તું કોણ છે?' રાજા કહે છે કેઃ-'હું કોણ છું એમ શા સારૂ પૂછો છો? હું નૃશંસ[4] છું, હું અમાનુષ છું, હું કઠિન રાક્ષસ છું, અને તેથી જ પાપ કરૂં છું.'

પછી એક અતુલવિત્તવાન્ બ્રાહ્મણે કોટિ સુવર્ણનું[5] મૂલ્ય આપી તે રાણીને વેચાતી લેવા કહ્યું. પણ દુઃખથી ભેદાઈ ગયેલા મન-

---

૧ બોલવા યોગ્ય. ૨ આપો આપો. ૩ રાજમાર્ગ. ચૌટું. ૪ દયાવિનાનો. ૫ સોલ માસા અથવા એક ગદીયાણો અથવા અર્ધા તોલા કે રૂપીઆ ભારના સોનાના શિક્કાને સુવર્ણ અથવા નિષ્ક કહેતા.

વાલા હરિશ્ચંદ્ર પછી કંઈ બોલી શક્યા નહિ. ત્યારે તે વિપ્રે, રાજાના આગળ એક વલ્કલ[૧] ઉપર ધન મૂકી રાણીને ખેંચી. રાણી તે બ્રાહ્મણને કહે છે કેઃ–'આર્ય! હું સુતને જોઈ લેઉં ત્યાંસુધી મને મૂકો, મૂકો. કારણ એનું પુનઃદર્શન થવું દુર્લભ છે.'

પછી તે બાલક, માતાને કષ્ટમાં જોઈ આંખમાં અશ્રુ સહિત અંબ[૨]' એમ બોલતો પાછલ ધાયો. અને હસ્તથી વસ્ત્ર ખેંચતાં પડી ગયો. પેલા બ્રાહ્મણે તે બાલકને માર્યો, પણ તે તો 'અંબ! અંબ!' એમ બોલે અને માતાને મૂકે નહિ. ત્યારે રાણીએ તે બ્રાહ્મણને કહ્યું કેઃ–'મારા ઉપર કૃપા કરીને એ બાલકને પણ વેચાતો લ્યો. અલ્પભાગિની હું તેના ઉપર, હે પ્રભો! એટલો પ્રસાદ કરો.' બ્રાહ્મણે તે બાલકનું મૌલ્ય પણ પટમાં મૂકી તેને લીધો. જતી વેલા હરિશ્ચંદ્રની પ્રદક્ષિણા કરી [૩]જાનુથી નમીને અશ્રુથી વ્યાકુલ અને દીના થયેલી રાજ્ઞી બોલી કેઃ–

"यदि दत्तं यदि हुतं ब्राह्मणास्तर्पिता यदि ।
तेन पुण्येन मे भर्ता हरिश्चंद्रोऽस्तु वै पुनः ॥"

अ. २२. श्लोक. २७.

'જો મેં દીધું હોય, જો હોમ્યું હોય, અને જો બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય, તો, તે પુણ્યે કરી, હરિશ્ચંદ્ર નિશ્ચય પુનઃ મારા ભર્તા થજો.'

હાહાકાર કરતો આકુલઇન્દ્રિયવાન્ રાજા વિલપવા લાગ્યો કેઃ–'વૃક્ષની છાયા વૃક્ષને કદાપિ પણ નથી છોડતી તો આ સત્યશીલગુણવતી કેમ જાય છે!' પછી પુત્રને કહે છે કેઃ–'મને છોડીને તું પણ જઈશ?' બ્રાહ્મણને કહે છે કેઃ–'કઈ દિશાએ હું જાઉં! કોણ મારૂં દુઃખ નિવારશે! હે દ્વિજ! જે દુઃખ, પુત્રના વિયોગથી થાય છે તે દુઃખ, રાજ્યત્યાગથી કે વનવાસથી મને નથી થયું.' રાજ્ઞીને કહે છે કેઃ–'હે કલ્યાણિ! મારાથી ત્યજાયલી અને દુઃખસાથે યોજાયલી છું. ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો, સર્વ રાજ્યસુખ જેને ઉચિત, એવો હું, તેવા પતિને પામીને તું દાસીભાવ

---

૧ ઝાડની છાલમાંથી કરેલું કપડું. ૨ માતા. ૩ ઘુંટણ.

પામી. મહત્ શોકસાગરમાં બુડતો જે હું આ તેને–મને, હે દેવિ! [1]પુરાણનાં આખ્યાનોના વિસ્તરોએ કરી કોણ ઉદ્ધરશે!!'

"कोमामुद्धरेद्देवि पौराणाख्यानविस्तरैः"

अ. २२।३५ ॥

રાજાને એમ વિલાપ કરતા મૂકી તે વિપ્ર, તે સ્ત્રીને અને બાલકને લઈ ચાલતો થયો.

ત્યાં પછી વિશ્વામિત્ર આવ્યા. તેઓને એ દ્રવ્ય લેવા કહ્યું ત્યાં તેઓએ પુછ્યું કે,–'આ દ્રવ્ય ક્યાંથી આણ્યું?' રાજાએ ઉત્તર આપ્યું કે:–'એ સાંભલતે શોક વધશે તેથી કહેવાનું પ્રયોજન નથી.' વિશ્વામિત્રે પ્રત્યુત્તર આપ્યું કે:–'ખોટે માર્ગે આણેલું ધન હું લેતો નથી. સારે માર્ગે આણેલું ધન મને આપ.' રાજા કહે કે:–'તે દેવી ભાર્યાને મેં કોટિ ધન સારૂ વેચી અને પુત્ર રોહિતને અર્બુદ[2] સંખ્યાક ધન સારૂ વેચ્યો. અને તે સુવર્ણના અગીયાર કોટિ નિષ્ક[3] આપ લ્યો.'

વિશ્વામિત્ર કહે કે:–'રાજસૂયયજ્ઞને યોગ્ય એ દક્ષિણા નથી. અધિક ઉત્પાદન કરી તેને સંપૂર્ણ કરો. મારા શુદ્ધ સ્વાધ્યાય, તપ, પ્રભાવ આદિને યોગ્યા દક્ષિણા આપવી જોઇયે.' રાજાએ તે પણ અંગીકાર કર્યું; અને વિશ્વામિત્ર ગયા. પછી રાજા નીચું મુખ કરી ઉચ્ચસ્વરે પોકારવા લાગ્યા કે:–'પ્રેત જેવા મને વેચાતો લેતાં જેનું કાર્ય થતું હોય તે બોલજો.' ત્યાં ધર્મરાજા ચાંડાલનું રૂપ લઇ આવ્યા અને બોલ્યા કે:– 'હું તને દાસ કરવા સારૂ લેઉં છું. મૌલ્ય હોય તે કહે.' દુઃશીલ જેવા તેને જોઈ રાજાએ પૂછ્યું કે:—'તમે કોણ છો?' ચાંડાલ કહે કે:–'પ્રવીરનામે હું પ્રખ્યાત ચાંડાલ છું. મારા શાસનમાં સર્વદા રહેજે, અને મુવેલાંનાં વસ્ત્ર લેનાર થજે.' રાજા કહે કે:–'બ્રાહ્મણ કે ક્ષત્રિય મને લે એવી મારી મતિ છે. કારણ કે:–

---

૧ જુના ઇતિહાસો કહી દુઃખમાંથી કોણ કહાડશે? ૨ દશકોટી. ૩ સોલ માસા એટલે એક ગદીયાણો અથવા અર્ધા રૂપીઆ ભારનો સોનાનો શિક્કો.

"उत्तमस्योत्तमो धर्मो मध्यमस्य च मध्यमः ।
अधमस्याधमश्चैव इति प्राहुर्मनीषिणः ॥"

अ. २३।श्लो. १० ॥

'વિચારકો એમ કહે છે કેઃ-'ઉત્તમનો ઉત્તમ ધર્મ છે, મધ્યમનો મધ્યમ ધર્મ છે, અને અધમનો અધમ ધર્મ છે.'

ચાંડાલ કહે કેઃ-'તમે કહ્યું એમ જ ધર્મ છે. પણ જે નર વિચારીને બોલે છે તે જ અભીષ્ટ પામે છે. તમે તો સામાન્ય રીતિએ અવિચારથી બોલ્યા કે,-'જેનું કાર્ય થતું હોય તે બોલજો.' તેથી તમારે સત્ય પ્રમાણ હોય તો નિઃસંશય તમે લેવાઇ ગયા છો.'

હરિશ્ચંદ્ર કહે કેઃ-'અસત્યતાથી નર અધમ થઇ નરકે જાય છે, તેના કરતાં ચાંડાલતા સારી, અસત્યતા મારે સારી નથી.' એમ વાદ ચાલે છે તહિં વિશ્વામિત્ર આવ્યા અને કહ્યું કે,-'ચાંડાલને ત્યાં વેચાઇને પણ મારી દક્ષિણા આપ.' હરિશ્ચંદ્ર કહે કેઃ-'આપ જાણોછો કે હું સૂર્યવંશનો છું. તે વિત્ત સારૂ ચાંડાલનો દાસ કેમ થાઉં! હું આપનો દાસ છું. પરંતુ ચાંડાલનો સંગ બહુ કષ્ટકર છે. વિત્તશેષ[1] સારૂ હું તમારો જ કર્મકર[2] અને વશ થાઉં. તમારો જ ચિત્તાનુવર્ત્તક દાસ થાઉં.' વિશ્વામિત્ર કહે કેઃ-'હે નરાધિપ! તથાસ્તુ.[3] મારો કિંકર થા, પણ સદા મારૂં વચન કરવું.'

એમ કહી વિશ્વામિત્રે તેને પોતાનો દાસ કરી પછી તે ચાંડાલને ત્યાં જ પાછો વેચ્યો. હરિશ્ચંદ્રે ધૈર્યથી એમ માન્યું કે મારા પતિ તો વિશ્વામિત્ર જ છે. તે જેમ કરાવે તેમ મારે કરવું. એથી અંતરિક્ષમાં અશરીરિણી વાણી બોલી કે,-'હે મહાભાગ! તમે અનૃણી[4] છો.' પછી દેવો પણ બોલ્યા કેઃ-'સાધુ, સાધુ,' અને પુષ્પની વૃષ્ટિ થઇ. પછી વિશ્વામિત્રે કહ્યું કેઃ-'ચાંડાલના વચન પ્રમાણે કરજો. 'સ્વસ્તિ તેऽસ્તુ.[5]' એમ કહી ધન લઇ ચાલ્યા ગયા. પેલો ચાંડાલ હરિશ્ચંદ્રને પોતાને ત્યાં લઇ ગયો. તહિં

---

૧ બાકીનું ધન. ૨ કામકરનાર, ચાકર. ૩ એમ થાઓ. ૪ જેને દેવું (ઋણ) નથી તે. ૫ તમારૂં કલ્યાણ થાઓ.

અન્નપાનનો ત્યાગ કરી રાજા મનમાં શોચે છે કેઃ—'રોતા બાલકનું દીનમુખ દેખી રાણી મને સંભારી એમ કહેતી હશે કે,—રાજા આપણને છોડાવશે.' તે નહિ જાણતી હોય કે હું ચાંડાલતા પામ્યો છું. રાજ્યનો નાશ, સુહૃદ્નો ત્યાગ, ભાર્યા અને તનયનો વિક્રય, અને પછી વલી આ ચાંડાલતા! અહો દુઃખપરંપરાની કંઈ સીમા ન રહી.'

"राज्यनाशः सुहृत्त्यागो भार्यातनयविक्रयः ।
ततश्चांडालता चेयमहो दुःखपरंपरा ॥"

अ. २४श्लो. ९–१०

પછી તે ચાંડાલે હરિશ્ચંદ્રને [1]મૃતચૈલ અપહરણ કરવાસારૂ કાશીના દક્ષિણ ભાગમાં શ્મશાન હતું ત્યાં મૂક્યા. કલ્પાન્ત જેવા ઘોર શ્મશાનમાં અનેક શબ આવતાં અને મરનારના સુહૃદોના કોલાહલ અને વિલાપનાદથી તે શ્મશાન વ્યાકુલ થઇ રહ્યું હતું. રાજાને પણ દુઃખથી બહુ શોક થતો; પરંતુ તેના અન્તઃકરણમાં શિરોમણિ વિચાર તો આ જ હતો કેઃ—

"विना धर्मं मनुष्याणां जायते न शुभं क्वचित् ।
यत्नतो धारयेत्तस्मात् पुरुषो धर्ममेव हि ॥"

अ. २४श्लो २६–७ ॥

'મનુષ્યોને ધર્મવિના કહિં પણ શુભ થતું નથી, તેથી પુરુષે ધર્મને જ યત્નથી ધારણ કરવો.'

શ્મશાનના કર્મથી લાકડી જેવો થઇ ગયેલો, જીર્ણ કપડાને ગાંઠોવાલી કરેલી કંથા પહેરેલી, ચિતાના ભસ્મથી શરીર લિંપાઈ ગયેલું, રાત્રિ દિવસ જેને સુવાનું નહિ, એવા દુસ્તરઅવસ્થા પામેલા રાજાએ ત્યાં, શતવર્ષ જેવા બાર માસ કહાડ્યા.

અવે રાજકુમાર રોહિત એકદા બાલકો સાથે કાશીના સમીપમાં રમવા ગયો. રમી રહ્યા પછી પોતાના સ્વામી 'આર્યની પ્રીતિ અર્થે' દર્ભ સમિધ્ આદિની ભારી મસ્તક ઉપર લઇ પાછો

૧ મુવેલાનાં કપડાં લઇને એકઠાં કરવાં.

ચાલ્યો. તૃષા લાગી હતી તેથી જલસ્થાન આવ્યું તહિં ભારી નીચે નાખી પાણી પીધું. પછી તે ભારી પાછી લેવા ગયો ત્યાં ભયંકર કૃષ્ણસર્પ તેને દશ્યો. તેથી તે ત્યાં જ પડ્યો. બીજા બાલકોએ તેને મરેલો જોઈ બહુ ભય પામી ઉતાવળથી પેલા દ્વિજને તહિં આવી રોહિતની માતાને કહ્યું કે:—'અમારી સાથે ક્રીડા કરવા-સારૂ બહિર્ આવેલા તમારા પુત્રને સર્પે દશ્યો અને તે તહિં મરણ પામ્યો.' આ વજ્રપાત જેવાં વચન સાંભલી કાપેલી કેલ પડે તેમ તે રાણી પૃથ્વી ઉપર પડી ગઈ.

પછી ચેતના આવતાં વિપ્રને કાલાવાલા કરી તેની આજ્ઞા લઈ તાહિંથી રાત્રિએ એકલી વિલાપ કરતી જ્યાં પુત્ર હતો તહિં કાશી-ની બહિર્ ગઇ. ત્યાં નિજસુતને, કાષ્ઠ દર્ભ અને તૃણ ઉપર રંકવત્ ભૂમિ ઉપર પડેલો જોયો. (એ નિષ્ઠુર કાલનું વર્ણન અને એ કાલે તે અતિદુ:ખાર્તા રાણીએ કરેલા ઘોર વિલાપનું વર્ણન અતીવ શોકજનક હોવાથી અત્ર જ વિરમવું પડે છે.)

રાણીના વિલાપ સાંભલી નગરપાલકો ત્યાં આવી પહોચ્યા અને બહુ પ્રકારે પૂછવા માડ્યું, પણ તે સ્તબ્ધ[1] થઇ ગયેલી રાણી કંઇં બોલી શકી નહિ. તેથી તેઓના મનમાં શંકા આવી કે,—એ સ્ત્રી નથી, પણ કોઈ રાક્ષસી જેવી છે, બાલઘાતિની છે, તેણે ભક્ષ સારૂ આ કોઇનો બાલક આણ્યો છે. અને તે પ્રમાણે કારણો તેઓને સુજવા માડ્યાં. અન્તે તે બાલઘાતિની મનાઈ [2]વધ્યા ઠરી, અને પેલા ચાંડાલને ત્યાં તેને આણી. ચાંડાલ તેને શ્મશાનમાં લઇ ગયો અને હરિશ્ચંદ્રને કહ્યું કે:—'રે દાસ! આ દુષ્ટાત્માનો વધ કર.' આજ સુધી તો મૃત મનુષ્યોનાં શબ સં-બંધમાં જ કર્મ હતું, પણ આ તો વધ અને તે પણ કોઇ સ્ત્રીનો વધ એમ જોઇ,—સ્થિતિનું અતિશય અન્તર થઇ જતાં પરસ્પ-રને કોઇ ઓલખતું નથી તો પણ,—હરિશ્ચંદ્ર સ્ત્રીવધ વિષે શં-કિત થઇ ધ્રુજતે ધ્રુજતે કહે છે કે:—

---

૧ નિશ્ચેષ્ટ. દુ:ખથી ગાંડા જેવી થઇ જઇ બાવરી બની ગયેલી. ૨ મારી નાંખવા યોગ્ય.

'એ કરવા હું શક્તિમાન્ નથી. તમારી આજ્ઞાથી અપર અ-સાધ્ય કર્મ હશે તે પણ હું કરીશ.'

ચાંડાલ કહે છે કેઃ—'તું બીશ મા, તરવાર લઇ માર. એ બાલકોને ભય દેનારી છે. રક્ષાયોગ્યા નથી. એ દુષ્ટાએ બહુ બાલકોને ખાધા છે. એના એકના વધથી બહુને સુખ થશે. અને લોક સ્વસ્થ થશે.' હરિશ્ચંદ્ર કહે કેઃ—'સ્ત્રીઓ સદા રક્ષણીયા[1] છે. મારે આ જન્મવ્રત[2] છે કે,–સ્ત્રીવધ ન કરવો. બીજું ગમે તે દારુણ કર્મ હશે તે કરીશ; પણ સ્ત્રીવધ નહિ થાય.' ચાંડાલ કહે કેઃ—'તું ચાંડાલનો દાસ છું. તારે હું કહું એ કરવાનો ધર્મ છે, તેથી આ ખડ્ગ લે અને એનું શિરઃકમલ છેદ.'

પછી હરિશ્ચંદ્ર નીચું મુખ કરી તે સ્ત્રીને કહે છે કેઃ—'હે બાલે! હું પાપી આગળ તું આવ. જો મારો હસ્ત હણી શકશે તો તારૂં શિર છેદીશ'. એમ કહી ખડ્ગ ઉગામી મારવાનું કરે છે. રાણીને રાજા ઓળખતા નથી અને રાજાને રાણી ઓળખતાં નથી. પરંતુ પોતાના મૃત્યુને ઇચ્છતી અતીવદુઃખાર્તા રાણી બોલ્યાં કેઃ—'અહો ચાંડાલ! એક મારૂં વાક્ય—જો આપ માનો તો,—સાંભલો. આ પુરના બહિર્, પાસે, મારો મૃત પુત્ર પડ્યો છે. તેને તમારી પાસે આણી દાહ દેઉં ત્યાં સુધી વિલંબ કરી પછી તરવારથી મારો ઘાત કરો.' રાજાએ હા કહી. એટલે તે બાલક પાસે ગઇ, અને તેને લઈ શ્મશાનમાં આવી. તહિં બાલકને મૂકી વિલાપ કરતી હતી એટલે રાજાએ આવી તે બાલકને જોયો, તો તેને નરેંદ્રનાં લક્ષણયુક્ત દીઠો અને તેને લાગ્યું કે,–'અરે કષ્ટ! આ કોઈ નરેન્દ્રના કુલમાં જન્મેલો શિશુ છે. અને તે દુરાત્મા કૃતાન્તના[3] પાશમાં આવ્યો છે.' તે બાલકને માતાના ખોલામાં પ્રસારેલો જોઈ રાજાને આંસુ આવ્યાં. અને વિચારમાં પડી ગયો. ત્યાં રાણી વિલપવા લાગી કેઃ–'હા વત્સ! કોના પાપથી આ ઘોર દુઃખ આવી પડ્યું છે! હા નાથ! મને અતિદુઃખિતાને છોડી આપ પણ ક્યાં વસોછો! રાજર્ષિ હરિશ્ચં-

---

૧ રક્ષણ કરવા યોગ્ય. ૨ જન્મ થયો ત્યાંથી જ વ્રત. ૩ મૃત્યુ—કાલ.

દ્રના રાજ્યનો નાશ, સુહૃદ્‌નો ત્યાગ, ભાર્યા અને તનયનો વિક્રય!!! હે વિધાતા! તેં આ શું કર્યું!'

એ હૃદયવેધક વચન સાંભળી રાજા પડી ગયા અને મૂર્છિત થયા. તહિં રાણીએ પણ તેને ઓળખ્યા તેથી રાણીને પણ અતિમૂર્છા થઈ અને તે નિશ્ચેષ્ટ થઈ ધરણીતલ ઉપર ઢલી ગયાં.

ચેતના આવતાં રાજા બોલ્યા કેઃ–'હા સુકુમાર વત્સ! હા મનોહૃદયનન્દન! તારૂં આવું દીન મુખ જોઈ મારૂં હૃદય કેમ ફાટી જતું નથી?' એ આદિ બોલતાં પુનઃ મૂર્છા થઈ. તેને પડેલ જોઈ શૈબ્યારાણીને વિચાર આવવા લાગ્યા કેઃ–'વિદ્વજ્જનના મનના ચંદ્ર એવા હરિશ્ચંદ્ર, તે જ આ પુરુષશ્રેષ્ઠ છે, એમાં સંશય નથી. એ નરેશ્વર અત્યારે શ્મશાનમાં ક્યાંથી આવ્યા હશે?' ઇત્યાદિ વિચાર કરતી ભર્તાના અને પુત્રના દુઃખથી પીડિતા તે દીના અને વિસ્મિતા રાણી મૂર્છાથી ધરણીતલ ઉપર પુનઃ ઢલી પડ્યાં. ધીરે ધીરે ચેતના આવતાં ગદ્‌ગદ કંઠે બોલી કેઃ–'ધિક્ છે દૈવ તુંને! હે અકરુણ[1]! હે અમર્યાદ[2]! જેણે આ અમરતુલ્ય[3] રાજાને ચાંડાલતામાં આણ્યા. આ તે વિધિનો[4] કેવો વિપર્યય[5]! જેની સેવકતા[6] પામેલા રાજાઓ જેના ચાલતાં પૂર્વ પોતાનાં વસ્ત્રવડે મહીતલને રજ વિનાનું કરતા, તે જ આ રાજેન્દ્ર, દુઃખથી પીડિત થઈ, અપવિત્ર ભયંકર શ્મશાનમાં—જ્યાં ભસ્મ અંગારા અને અર્ધદગ્ધ[7] અસ્થિ મજ્જાદિ પડ્યાં છે ત્યાં—ફરે છે!' ઇત્યાદિ બોલતી કષ્ટ શોકથી વિંટાઈ ગયેલી તે રાણી રાજાના કંઠે વલગી વિલપ્યાં કેઃ—

'હે રાજન્! આ તે સ્વપ્ન છે કે સત્ય છે! હે મહાભાગ! આપ આને જે માનતા હો તે કહો. મારૂં મન નિશ્ચય મુઝાય છે. હે ધર્મજ્ઞ! જો આ એમ (સત્ય) જ હોય તો, ધર્મવિષે સહાયતા નથી, તેમ જ વિપ્રના અને દેવ આદિના પૂજનમાં અને સત્યપાલનમાં પણ (કંઈ નથી). જો ધર્મ જ નથી તો સત્ય તો ક્યાંથી જ?!'

---

૧. દયાવિનાના. ૨ મર્યાદાવિનાના. ૩ દેવ જેવા. ૪ દૈવ. ૫ ફેરફાર, ઉલટું થવું. ૬ તાબેદારી પામેલા રાજાઓ પોતાનાં કપડાંથી આગળ જેને સારૂ જમીન સાફ કરતા એવા મોટા મહારાજ. ૭ અરધાં બળેલાં હાડકાં.

"राजन्स्वप्नोऽथ तथ्यं वा यदेतन्मन्यते भवान् ।
तत्कथ्यतां महाभाग मनो वै मुह्यते मम ॥
यद्येतदेवं धर्मज्ञ नास्ति धर्मे सहायता ।
तथैव विप्रदेवादिपूजने सत्यपालने ॥
नास्ति धर्मः कुतः सत्यं * * * *"

અ० ૨૬ શ્લોક ૪૭—૯.

એમ રાજ્ઞીનાં વચન શ્રૃણી ઉષ્ણ નિઃશ્વાસ મૂકી ગદ્‌ગદ કંઠે રાજાએ પોતાનો વૃત્તાન્ત કહ્યો, અને તે જ રીતિએ રાણીએ પણ પોતાનો વૃત્તાન્ત કહ્યો. તે સાંભળી રાજા પુનઃ મૂર્છાગત થયા. પછી ગદ્‌ગદગિરાથી શૈબ્યા રાજ્ઞીએ હરિશ્ચંદ્રને કહ્યું કે:–'મારૂં શિર છેદીને આપના સ્વામીનું કહેલું કરો. રાજેંદ્ર! અસત્ય આપનાથી ન થાઓ. પરદ્રોહ તે પાપ છે.' એ સાંભલી રાજા પુનઃ મૂર્છા પામ્યા. પછી ચેતના આવતાં રાજા બોલ્યા કે:–'હે પ્રિયે! જે કહેવાને પણ અશક્ય છે તે કર્મ કરાય તો કેમ જ!' રાજ્ઞી બોલ્યાં કે,–'મેં સત્કર્મ કર્યાં છે તો, હે પ્રભો! અન્ય જન્મને વિષે પણ આપ જ મારા પતિ થશો.'

રાજા પછી બ્રહ્મસ્વરૂપિણી પરમેશ્વરીનું ચિન્તન કરે છે તહિં, સાક્ષાત્ ધર્મને પ્રમુખ કરી સર્વ દેવો આવી ઉભા રહ્યા. અને બોલ્યા કે:–'હે રાજન્! સાહસ મા કરો. અમે ધર્માદિ છિયે અને આપના સત્ત્વાદિ ગુણોથી બહુ જ સંતુષ્ટ થયા છિયે. આપે સનાતન લોક જિત્યા છે. બીજા નરોને જે દુષ્પ્રાપ્ય છે તે આપનાં કર્મોથી આપે જીત્યું છે.' સર્વ ઉપર અમૃતની અને પુષ્પની વૃષ્ટિ થઈ.

ઈશ્વરકૃપાથી અન્તે કાલચક્ર ફર્યું, મહાત્મા રાજાનો સુકુમાર પુત્ર સજીવન સ્વસ્થ થયો, સર્વનો સંયોગ થયો, અને સુખસંપત્તિ તથા રાજ્યાદિ સર્વ, નિર્મલ અમર કીર્ત્તિસહિત, પાછું હરિશ્ચંદ્રને પગે પડ્યું.

રાજ્ઞીએ પ્રશ્ન પૂછયો હતો કે–'**સ્વપ્ન છે કે સત્ય છે**'?–તે સ્વપ્ન

તુલ્ય જ સર્વે ઠર્યું, અને માયાની અતિગહનછાયા દૂર થઈ ગઈ, તથા સત્યનો પ્રકાશ થયો.

બ્રાહ્મણ, ચાંડાલ આદિ સર્વે વેશધારી જ હતા. રાજાની પરીક્ષા સારૂ વિશ્વામિત્રની કરેલી એ રચનામાત્ર હતી. અને તે પરમસદ્દ્ગતિ આપનાર સાધન જ થયું. જે પરમસ્થાન પામવા સર્વે મનુજો પ્રાર્થે છે તે સ્થાન સહકુટુંબ હરિશ્ચંદ્રને પ્રાપ્ત થયું. અને પછી કેટલેક સમયે રોહિતને રાજ્યવિષે અભિષિંચી, સર્વેને અભિનન્દી, પુણ્યથી જ પમાય એવી અને દેવાદિને પણ દુર્લભા એવી અતુલા અક્ષય્યા કીર્તિ સત્યવાદી હરિશ્ચંદ્ર પામ્યા.

અમર હરિશ્ચંદ્રના આખ્યાનમાં પ્રત્યેક પ્રસંગ એવા છે કે, તે પર વિસ્તીર્ણ વ્યાખ્યાન થાય. સંકટ સહીને પણ પ્રજારંજક, સત્યવાદી, વચનપાલક, દાતા ધર્મશીલ આદિ ગુણે કરી મહાત્મા થવાથી અન્તે કેટલાં સુખ અને લાભ છે તેનું હરિશ્ચંદ્ર એ ઉજ્જ્વલ ઉદાહરણ છે. એ રાજા હતા તેના પ્રમાણમાં તેઓને મહાસંકટો સહવાં પડ્યાં. આપણી સ્થિતિના પ્રમાણમાં આપણને પણ સદાચરણમાં કદાપિ સંકટ આવે તો દૃઢતા રાખી સહવાં. તેથી અન્તે મહાસુખ અને મહાલાભ થાય છે એ નિઃસંશય છે.

એજ પરમપાવની કથાના [1]વસ્તુથી ચણ્ડકૌશિક નામે આર્ય ક્ષેમીશ્વર વિરચિત એક નાટક છે, તેમાં સર્વાધાર ધર્મ, હરિશ્ચંદ્રના ચરિતથી આશ્ચર્ય પામી, વદે છે કેઃ—‘દુઃખ પરંપરામાં અશોચ્યમાન[2] રાજર્ષિ હરિશ્ચંદ્રનું કેવું આશ્ચર્યકારક ચરિત! મહાત્માઓની આ પ્રકૃતિ જ છે.

“सुखं वा दुःखं वा किमिव हि जगत्यस्ति नियतम्
विवेकप्रध्वंसाद्भवति सुखदुःखव्यतिकरः ।
मनोवृत्तिः पुंसां जगति जयिनी कापि महताम्
यया दुःखं दुःखं सुखमपि सुखं वा न भवति ॥”

चंडकौशिक–अंक. ४.

‘સુખ અથવા દુઃખ જગતમાં નિયત જ કિયું છે? વિવેકના પ્ર-

---

૧ Plot. ૨ શોચ્ચમાન–શોકનાં સ્થાનભૂત વસ્તુમાત્ર જેને નથી તે.

ધ્વંસથી સુખદુઃખનો વ્યતિકર (મિશ્રણ) થાય છે. જગત્‌માં મહાપુરુષોની જયિની મનોવૃત્તિ કેવી (અનિર્વચનીયા) છે જેણે (મહાત્માઓની મનોવૃત્તિએ) કરી (સામાન્યજનોની તુલ્ય) દુઃખ એ દુઃખ (ક્લેશસાધન) નથી થતું, અને સુખ એ સુખ (હર્ષસાધન) પણ નથી થતું.'

અન્તે 'ધર્મે જય' એ નિર્વિવાદ છે. ઉદય, અસ્ત અને પુનઃ ઉદય, એ ત્રણે દશા એક પુરૂષમાં જ થઈ. અને તે હરિશ્ચંદ્ર જેવા મહાપુરુષ હતા, તેથી તેમાં તેના પૂર્ણરૂપમાં આવી મળી. દુઃખની એ સીમા, તેમ સુખની એ સીમાઃ ઉભય અન્ત સકુટુંબ એઓમાં આવી મળ્યા. તોપણ આપણે જોયું કે તે મહાન્ પુરુષ સ્વધર્મથી ચલ્યા નહિ. વસિષ્ઠમુનિ મહાપુરુષોનાં લક્ષણ આ લેખે છે તેવાં તેઓમાં હતાંઃ—

**"नोदेति नास्तमायाति सुखे दुःखे मनःप्रभा।"**

'જેના મનની પ્રભા સુખમાં ઉદય નથી પામતી, અને દુખમાં અસ્ત નથી પામતી.'

(નલરાજા.)

એક દિવસ નલરાજા છત્રપતિ[1] હતા; અને જેને [2]વિશ્વમોહિની, સુંદરી દમયંતી, જે દેવતાઓને પણ દુર્લભા, તે સ્વયંવરમાં વરી, અને જે દંપતી સંસારનું અવધિ સુખ ભોગવતાં, તે જ નલ અને તે જ દમયંતી માત્ર એક વસ્ત્ર પહેરી સુકુમાર અંગે અરણ્યમાં ભ્રમ્યાં, અન્ન સારૂ વટવટ્યાં, અને તે જ દમયંતીનો ત્યાગ તે જ નલે કર્યો; દેવને દુર્લભા દમયંતી તે દાસી થઈ. નલરાજા જેવો પુણ્યશ્લોક રાજા તે બાહુકના વેશે અશ્વપાલ થયો. દંપતી અન્યોન્યના વિયોગમાં ઝુર્યાં અને ટલવલ્યાં. એવાં દુઃખમાં પણ સદાચારથી કોઇ ચલ્યાં નહિ. અન્તે અસ્તનો અસ્ત થયો, નલદમયંતી પાછાં મળ્યાં અને સુખી થયાં. જેના સવિસ્તર ઉપાખ્યાનનો આરંભ આ નિબંધના અંતે થાય છે.

(પાંડવ કૌરવ.)

**પાંડવ કૌરવ**ના અનેક ઉદય અસ્ત, **મહાભારત** જેવા વિશ્વ-

---

૧ પાદશાહ, મહારાજ. ૨ આખા જગત્‌ને મોહ પમાડે એવી ખુબસુરત.

વિખ્યાત ગ્રંથમાં તાદૃશ[1] ચિત્રેલા છે. તેઓએ ગંભીર અન્તઃ-કરણથી ઉદય અને અસ્ત બહુ પ્રકારે સહન કર્યા છે. એક દિવસે તેઓએ રાજવૈભવ ભોગવ્યા છે, અને એક દિવસ વનમાં કંદમૂલ સારૂ પણ તેઓ વટવટ્યાં છે. એક દિવસ મહાભારતના જેવા રણસંગ્રામમાં, ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય જેવા મહા-રથી સંમુખ યુદ્ધ કરી તેઓના ઉપરિ વિજય મેળવી “જય જય” અને “ધન્ય ધન્ય” જેવા અનેક, દુર્લભ, સુખદ શબ્દથી વધાવાયા; અને તે જ અર્જુન, કાબા (કોલી, ભિલ્લ) જેવાએ લુંટાયા તે વેલા, વિહ્વલ મુખે[2] ઉભા રહ્યા, એ પણ એક ઉદય અસ્તનો જ મહિમા દેખાડે છે.

“કહત સમય બલવાન હૈં, નહિ પુરુષ બલવાન,
કાબે અર્જુન લુંટિયો યહિ ધનુષ્ યહિ બાન.”

(અસ્તોદય વિષયે અન્ય ઐતિહાસિક દૃષ્ટાન્તો.)

જે ક્ષત્રિયો અને રાજપુત્રોએ એક સમયે સ્વવીર્યે કરી આ ભરતખંડની ધરા[3] ધમધમાવી મૂકી હતી; જે ક્ષત્રિયો–(INDIA IN GREECE by E. Pococke Esq.) એક ઇં-ગ્લિશ ગ્રંથમાં પોકોકે નામે યૂરોપીય ગૃહસ્થ એમ સિદ્ધ કરે છે કે,–ઇજિપ્ટ અને ગ્રીસ આદિ દેશોના મૂલ પુરુષો હતા એટલું જ નહિ, પણ જે ગ્રીસાદિ દેશોએ વિદ્યા અને ક-લાકૌશલ્યાદિ અખિલ જગત્‌ને આપ્યાં છે એવું સર્વત્ર પ્રસિદ્ધ છે, અને જે ગ્રીસ દેશનો મહિમા હોમર જેવા કવિએ ગાઈ યુરોપના લોકોનાં મન હર્યાં છે, તેના નાયકો અને નાયિ-કાઓ અને મુખ્ય મનુષ્યો, એ જ ક્ષત્રિય કુલના વા રજપૂત કુલના હતા!; જે રજપૂતોનાં યશઃપરાક્રમોનું ઉદ્દીપક પ્રોત્સાહક ઉત્કૃષ્ટ ગાન આ શતકમાં પણ કર્નલ ટાડે પોતાના ‘રાજસ્થાન’ નામે સુંદર ગ્રંથમાં ગાયું છે; અરે! તે જ ક્ષત્રિયો અને રજપૂતો આજ ગરીબ બકરી જેવા થઈ પરવશ થઈ ગયા છે. જે મુસ-લમીનોએ એક સમયે એશિયા અને યુરોપ પોતાના “દીન[4]

---

૧ તેના જેવા; આબેહુબ. ૨ વીલે મહોડે. ૩ જમીન. ૪ ધર્મ, મુસલ-મીનોમાં ભારે લડાઇમાં બોલવાનો શબ્દ.

દીન" થી ગજાવી મૂકયો હતો, તે જ મુસલમીનો આજ દીન[1] થઈ ગયા છે. પેશવાઇનો ઉદય અસ્ત તો સર્વેના જાણ્યામાં જ હશે.

ઇતિહાસવેત્તાઓને પ્રસિદ્ધ છે કે, જે કારથેજના હેનિબાલે, રોમ જેવા મહાપ્રતાપિ નગરને એક સમયે પોતાના પરાક્રમથી કંપાવી દીધું હતું, તે જ હેનિબાલનું કારથેજ નગર, પેલા એક વેલા તેનાથી જ કંપેલા રોમન લોકોએ, નિર્ભયતાથી લૂટયું. ઝામાના સંગ્રામના[2] અતિસૂક્ષ્મ સમય પહેલાં કેવી ગંભીરતાથી હેનિબાલે સીપિઓને ઉદય અસ્ત વિષેનાં વચન કહ્યાં છે; અને આ જગતની અસ્થિરતા કેવી રીતિએ દેખાડી છે; એ અનેક વાર્તામાં પ્રસિદ્ધ છે. વળી એક વેલા વિજય થયા પછી હોમર જેવા મહાકવિનાં નીચે ઉતારેલાં વચન સંભારી પોતાના ઉદય કાલમાં પણ રોમના નાના સીપિઓએ શું વિચાર્યું છે?

> "The day shall come when sacred Troy shall perish,
> And Priam and his people shall be slain."

'એક એવો દિવસ પણ આવશે કે જ્યારે પવિત્ર ટ્રોયનો તથા પ્રાયમ્ અને તેની પ્રજાનો નાશ થશે.'

પોતાના રોમની પણ એક દિવસે એવી દશા કદાપિ આવે, એવો તેને તત્કાલ સંકલ્પ થયો, અને કારથેજ નગર ઉપર અગ્નિના ભડકા સૂર્યના તડકાની પેઠે છવાઈ રહ્યા હતા, તે કાલે ખેદયુક્ત[3] હૃદય અને [4]સજલ નયનથી તે પૂર્વોક્ત વચન બોલ્યો.

ફ્રાન્સનો નેપોલિઅન બોનાપાર્ટ, અને તેના વંશના જ લુઈ નેપોલિઅન એઓને ઉદય અસ્તે સારી પેઠે રમાડ્યા છે. ક્રીસસ રાજાની વાત તો પ્રખ્યાત જ છે. તેને સોલન જેવા મહાપંડિતે કહેલાં વચનામૃતનું બહુ પ્રસંગે દૃષ્ટાંત આપવામાં આવે છે. એ આદિ બીજાં અનેક દૃષ્ટાંત વિચારસંગતિથી[5] અવે આપણને સૂઝી આવશે.

સામાન્ય વ્યુત્પન્ન અને ઓછાં પ્રવાસેલાં તેથી જગતનો અનુભવ થોડો એવાં, પ્રખ્યાત સુરાષ્ટ્રનાં વાસી એક પ્રિય અને પ્રિ-

---

૧ ગરીબ. ૨ મહોટી લડાઇ. ૩ દીલગીરીવાળા. ૪ આંસુવાળી આંખથી.
૫ એક વિચાર ઉપરથી બીજા વિચારો આવવા. Association of thoughts.

ચ્રા—મેરામણસિંહ અને સુજાનબા-પોતાના અતિ દુઃખમાં કેવો સ્વાભાવિક સિદ્ધાન્ત કરી કેવાં ઉચ્ચ વચનો ઉચ્ચારે છે, અને મનને સર્વસાધ્યા[1] આશાનો આધાર આપે છે, અને શોક મૂકી ઉન્નતેચ્છા કરે છે, તે જુઓ! **પ્રવીણસાગર** નામે ગ્રંથમાં **સાગર** (મેરામણસિંહજી) **પ્રવીણ** (સુજાનબા) ને લખે છે કેઃ—

"**સીત** હરી દિન એક નિશાચર, લંક લહી દિન એસોહિ આયો;
એક દિનં દમયંતી તજી **નલ**, એક દિનં ફિર હી સુખ પાયો;
એક દિનં બન પાણ્ડવ ગે, અરુ એક દિનં શિર છત્ર ધરાયો;
શોક **પ્રબીન** કછુ ન કરો, કરતાર ઈહી બિધિ ખેલ રચાયો."

શ્રીરામચંદ્રજીનાં **સીતા**દેવીને એક દિવસ **રાવણ** લઈ ગયો, અને એક દિવસ તે જ **રાવણ**ની લંકા શ્રીરામે લીધી; એક દિવસ દમયંતીને **નલરાજા**એ ત્યજી, અને પાછાં ઉભય મલ્યાં અને સુખ પામ્યાં; એક દિન **પાણ્ડવો** વનમાં રજળ્યા, અને એક દિન શિર ઉપર છત્ર ધરાયું અને મહારાજ થયા. એવી ઈશ્વરની ગહના ગતિ છે. એ રીતિએ અનેક જનો અતિદુઃખિનાં અતિસુખિ થઈ ગયાં છે, તો આપણે સામાન્ય મનુષ્યોને, વિપત્તિસમયે ધર્મમાં દૃઢ રહિયે તો, સુખ થવાનો સંભવ બહુ જ છે. તો શોકમાં હારી ગયાવિના ઉન્નતેચ્છા શા વાસ્તે ન રાખવી?

(આપણો ઉદય અને સ્વધર્મસદાચારાદિનું પાલન.)

આ દેશના તત્ત્વજ્ઞાને-પરાવિદ્યાએ-યૂરોપ **અમેરિકા**ના વિદ્વાનોનાં મન એવાં હરી લેવા માડ્યાં છે કે અવધિ. તેઓ આ દેશના લોકોને-'The Nation of Philosophers' '**તત્ત્વજ્ઞાની લોક**' એવું શિષ્ટ પરમમાન્ય નામ આપે છે.

**રોમન** લોક **ગ્રીસ**દેશના રાજ્યકર્તા થયા ત્યારે **ગ્રીસ**દેશના જ્ઞાનથી સાનન્દાશ્ચર્ય પામી **રોમ**ના એક વિદ્વાન્ કવિએ કહ્યું છે કેઃ-

"Conquered Greece conquered her Conquerors."

'જિત ગ્રીસે તેના જેતાને જીત્યા' તેનું વિવરણ એક વિદ્વાને ઇંગ્લિશમાં આવું કર્યું છેઃ—

---

૧ સહુની પાસે આવી શકે એવી.

"i. e. The literature and philosophy, the arts and science of Greece extorted the admiration of the Romans and proved to them the instruments of a higher education."

'ગ્રીસદેશના સાહિત્યશાસ્ત્રે તથા તત્ત્વજ્ઞાને, અને કલાકૌશલ્યે તથા શાસ્ત્રે, ગ્રીસદેશને જીતનાર રોમન લોકોની વિસ્મયજનિતપ્રશંસા બલથી મેળવી હતી, અને તેઓઅર્થે ઉચ્ચતર શિક્ષણનાં સાધનો તેઓ થયાં હતાં.'

આપણા આર્યાવર્ત દેશ સંબંધમાં પણ કંઈક એવા પ્રકારનું થવા સંપૂર્ણ કારણ છે. આ દેશનાં તત્ત્વજ્ઞાન અને સાહિત્ય સર્વોત્કૃષ્ટ છે એવું સિદ્ધ થતું જાય છે. અને તે, જગતના વિદ્વાનોને સાનંદાશ્ચર્ય આપે છે. એ આપણા ઉદયમાં અનિષ્ટનું શોષક અને ઇષ્ટનું પોષક તથા અસાધારણ ઉપકારક છે.

ઉદય અસ્ત થવાનો એ સિદ્ધ છે; તો જેમ તેને શરણ ગયેથી તે મૂકવાનો નથી, તેમ તેના સંમુખ થયેથી તેનાથી કંઈ અધિક થવાનું નથી; એ પણ સિદ્ધ જ છે. ઈશ્વરગમ્ય અમુક નિયમથી તે ઉદય અસ્તનો પણ અસ્ત અને ઉદય થવાનો જ. ત્યારે એવા અવશ્યંભાવિભાવના સમયે સમજુ પુરુષોએ એકમાર્ગી થઈ સ્વધર્મમાં, સદાચારમાં, અને જ્ઞાનમાં નિશ્ચલ રહેવાનો નિશ્ચય કેમ ન કરવો જોઇએ? એવે અનિવાર્ય સમયે આકુલવ્યાકુલ થયા વિના સ્થિર રહેવું જોઇયે. એવે સમયે જગન્નિયંતાની અકલિતેચ્છાને શરણ થવું એ જ સજ્જનોનું કર્તવ્ય છે. ઈશ્વરની ગહના ગતિ અદ્‌ભુતા છે. તે સુખને દુઃખનું મૂલ કરે છે, અને દુઃખને સુખનું બીજ કરે છે. એવા વિલક્ષણ સમયે તટસ્થવત્[1] વર્તવું એ જ આપણું કર્તવ્ય છે. તેથી વિપરીત વર્તી સ્વાર્થથી અન્ધ થઈ ઉદય અસ્તનો પાશ ગલે ઘાલી, જેમ તે દોરે તેમ જે કોઈ દોરાય છે, તે નિશ્ચય મહાપીડા ભોગવે છે. અન્તે 'ધર્મે જય' અને 'પાપે ક્ષય' એ નિયમ નિર્વિવાદ સત્ય છે. તેથી આપણે સર્વેએ ધર્મપક્ષમાં જ રહેવું, અને તેનું પરિણામ જે જય તે પ્રાપ્ત થશે જ, એમ દૃઢ વિશ્વાસ રાખવો.

---

૧ ઘભરાયાવિના સમજણથી કીનારા ઉપર ઉભાં રહેનારની પેઠે.

ગમે એવું મહત્, વિકરાલ અને ભયંકર રૂપ ધરીને વિપત્તિ આવે કિંવા આકર્ષક અને મોહકરૂપ ધરીને સંપત્તિ આવે, પણ તેથી કિંચિત્ પણ સદાચારથી, સદ્‌ગુણથી કિંવા ધર્મપક્ષથી ચલવું નહિ. એવે સમયે જે પ્રમાણમાં જે કોઈ સ્થિર રહે છે, તે પ્રમાણમાં તે પોતે જય પામી સુખી થાય છે, અને તેનાં યશઃકીર્તિ લોકોમાં ગવાય છે.

ઉદય અને અસ્ત એ સ્વાભાવિક સાન્ત[1] છે; તેથી તેનો અંત આવે છે જ. પણ જેનામાં તે પ્રવેશ કરે છે, તેની, તેના અંતરૂમાં, જેવી કરણી હોય છે, તેવી કરણીનાં ફલ પાછાં તેને ભોગવવાં શેષ રહે છે. તેવા સમયમાં જે ધીરવીરો સ્વધર્મમાં [2]અચલ રહ્યા હોય છે તેને, આ લોકમાં અને પરલોકમાં સુખસંતોષની અને યશની કંઈ મણા રહેતી નથી.

મિલ્ટન કવે છે કેઃ—

"Virtue may be assailed, but never hurt,
Surprised by unjust force, but not inthralled,
Yea, even that which mischief meant most harm,
Shall in the happy trial prove most glory,
But evil on itself shall back recoil,
And mix no more with goodness; when at last
Gathered like scum and settled to itself,
It shall be in eternal restless change
Self-fed and self-consumed; if this fail,
The pillared firmament is rottenness,
And earth's base built on stubble."

MILTON.

'ધર્મ ઉપર ધસારો થાય પણ તે કદાપિ હણાતો નથી; તેના ઉપર અકસ્માત્ અન્યાયિ બલ આવી પડે, પણ તે દાસત્વ પામતો નથી, એટલું જ નહિ કિન્તુ જેને ખલતાએ ધારચું હોય કે મહતી હાનિ છે તે જ, તેની શુભપરીક્ષામાં, ધર્મના મહિમાને કિંવા શોભાને અતિવધારનાર થાય છે; સારસાથે અસાર વધારે

---

૧ જેનો છેડો આવે એવા. ૨ ડગ્યા વગર સ્વધર્મને બાઝી રહેવું.

વાર ન રહી શકતાં પોતાના ઉપર જ પાછો અથડાઈ પડે છે, અને જ્યારે અન્તે મેલની પેઠે એકઠો થઇ એક સ્થલે જમી જાશે, ત્યારે તે અસાર નિરંતર વ્યાકુલ વિકારમાં પડી, પોતે જ પોતાની મેલે ખવાઈ જશે અને નાશ પામી જશે. એમ ન થાય તો,—(આ અખિલ વિશ્વરૂપ મંદિરનો ઘુમટ) સ્તંભિત આકાશ, તે શલો છે, અને પૃથ્વીનો પાયો છોડનાં થડિયાં ઉપર બંધાયો છે.—(એમ મનાય, કે જેમ નથી.)'

મનુષ્યને પોતાની સ્થિતિના પ્રમાણમાં ઉદય અસ્ત વા સુખ દુઃખ એ અનેક વાર આવવાનાં જ એ નિઃસંશય છે. કારણ જન્મથી મરણ સુધી સુખની પ્રાપ્તિ તથા દુઃખના પરિહાર સારૂ સર્વ મનુષ્યોનો નિરન્તર પ્રયત્ન ચાલતો જ છે, તે સુખનું દુઃખ સાથે એવું વિલક્ષણ મિશ્રણ જોવામાં આવે છે કે, સુખ લેવા જતાં (તે આવે કે ન આવે પણ)–દુઃખને દૂર રાખવાના પ્રયત્ન તથા સંભાલ છતાં,—દુઃખ તો આવી જ પડે છે. એનો સર્વ વિચારકોને પૂર્ણ અનુભવ હોય છે.

(રુચિરા છંદ.)

સંસાર વિષે સુખદુઃખ સંયુક્ત જ છે વિચિત્ર રીતિએ રે
રવિનાં અભેદ્ય ઔષ્ણ્ય પ્રકાશ તે જ્યમ સદા જ સંગે રે'.

સૂર્ય તથા અગ્નિમાં જેમ પ્રકાશ અને ઉષ્ણતા ઉભય રહેલાં છે, પ્રાયશઃ તેમાંથી પ્રકાશ લેતાં તાપ પણ આવ્યા વિના રહેતો જ નથી; તે રીતિએ આ સંસારમાં સુખદુઃખ વિષે જણાય છે. તે દ્વંદ્વમાંથી એક લેવા જતાં તેનું સહચર બીજું પણ સામાન્યતઃ આવવાનું જ. એમ [1]પ્રાકૃતિક સંયોગ જોઈ [2]પદાર્થશાસ્ત્રજ્ઞ વિચારકો એમ સૂચના કરે છે કે,–ઉચ્ચ સ્થાનમાં વસેથી ઉષ્ણતા ઓછી અને પ્રકાશ અધિક એનો પૂરો સંભવ છે. એ વાર્તા સત્યા છે. અને તે જ કારણથી ઉષ્ણકાલમાં સમર્થ લોક હિમાલય મહાબલેશ્વરાદિ ઉચ્ચ પર્વતો ઉપર વસવા જાય છે. જેમ શરીર સારૂ ઉચ્ચસ્થાન પર્વતો છે, તેમ અન્તઃકરણને સારૂ ઉચ્ચ સ્થાન, સદ્‌વિચાર, સદાચાર, આદિ છે. જે જનો શ્રમ કરી સદ્‌વિચાર

૧ પ્રકૃતિથી, એટલે સ્વભાવથી, સિદ્ધ. Natural. ૨ Scientists.

સદાચારના ઉન્નત અને ઉત્તમ પર્વત ઉપર સદા વાસ કરે છે, તે જનો અન્ય કરતાં સુખનો પ્રકાશ અધિક અને દુઃખની ઉષ્ણુતા ન્યૂન અનુભવે છે. એ સ્થાપિત અને અનુભવસિદ્ધ સિદ્ધાંતને સુખેચ્છુકોએ સદા સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવા નિયમ લેવો જોઇયે. સુખ સંપાદન કરવાના બીજા માર્ગો વંચક છે, તે અન્તે દુઃખસમુદ્રમાં દોરી જાય છે. સદાચારવિચાર જ સુખ-સમુદ્રનો સંગમ કરાવે છે. સદ્વિચાર–આચાર વિના કોઈ કાલે સુખ મળવાનું નથી. તેથી તે માર્ગે જ પ્રવૃત્તિ રાખવી જોઇયે. સ-ન્માર્ગે પ્રવૃત્તિ રાખી ઉન્નતેચ્છા કિંવા મહાશય રાખનારને, પુરુ-ષાર્થ સિદ્ધ કરી, કૃતાર્થ થવાનો સમય સમીપ આવે છે. આપ-ણામાં જેટલી શક્તિ અને ઉત્સાહ હોય તેનો ઉપયોગ, આપણી, આપણા દેશની, તથા જગત્‌ની ઉન્નતિ અને તજ્જન્ય સુખશાન્તિ સારૂ, કરવો. એવા ઉચ્ચ આશય સારૂ દૃઢ નિશ્ચયથી આરંભ કરી, એ સુખપ્રદ ઉચ્ચ લક્ષ્ય પ્રતિ વધ્યાં જવું, એ જ આપણું કર્તવ્ય છે એમ વિચરતાં, અસ્તોદયના ઉગ્ર પવન વાય તેથી નિરાશ થઈ ઉભાં રહેવું કે પાછાં વળવું નહિ, પણ સંમુખ વધ્યાં જ જવું. તેમાંથી અન્તે સુખસન્તોષ મળ્યા વિના રહેતા નથી; અને બહુવાર જય પણ મળે છે.

(સ્વાશ્રય અને સત્ક્રિયા.)

અસ્તોદયમાં ઈષ્ટ જયસુખની પ્રાપ્તિનું અને અનિષ્ટ અજય-દુઃખના પરિહારનું શ્રેષ્ઠ સાધન **સ્વાશ્રય**[1] (Self-Help) છે. જેવું સ્વાશ્રયનું બલ તેવું પ્રયત્નનું ફલ થાય છે. આપણા **માનવધર્મશા-સ્ત્ર**માં **મનુ** વદે છે કેઃ—

"आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ।"

मनुस्मृति.अ. ६ श्लो. ४९

'સુખના અર્થીએ અહિં આત્માના(પોતાના)જ સહાયવતે વર્તવું જોઈયે.'

એ ઉત્તમ વિચારબીજનો, કોઈ યોગ્ય લેખરૂપ ભૂમિમાં, વિ-સ્તર થતાં મહાગ્રંથરૂપ દ્રુમ થઈ શકે એમ છે. અને તેના પ્રતા-

---

૧ પોતાના ઉપર જ મુખ્ય આધાર, Self-Reliance.

પથી પુરુષાર્થત્રયની જ નહિ કિન્તુ પરમ પુરુષાર્થની પણ પ્રાપ્તિ સુલભ થાય એવો એ સુખદ મંત્રનો મહિમા છે. અત્ર તેનો નિર્દેશમાત્ર જ થઈ શકે એમ છે. તેથી બુદ્ધિમાનોએ મીમાંસા કરવા થોડાંક અન્ય પ્રામાણિક તત્સમાન વચનો પ્રરોચનાર્થે તથા સૂચનાર્થે નીચે ઉત્તારી વિરમાશે.

સુક્રૃતિસ કથે છે કેઃ—

"Let him that would move the world move himself."

SOCRATES.

'જે જગતને પ્રેરવા ઇચ્છતો હોય તેણે પોતે પોતાને જ પ્રેરવો.'

ચાણક્ય ઉપદિશે છે કેઃ—

**"नास्ति मेघसमं तोयं नास्ति चात्मसमं बलं ॥"**

वृद्धचाणक्य. अ.५.श्लो. १७.

આપણી ગુર્જરભાષામાં પણ એક ઉત્તમા લોકોક્તિ છે કેઃ—

**"આપસમાન બલ નહિ, મેઘસમાન જલ નહિ."**

ઇંગ્લિશ કવીશ્વર શેક્સપિઅર કવે છે કેઃ—

"This above all, to thine ownself be true:
And it must follow as the night the day,
Thou canst not then be false to any man."

SHAKESPEAR.

'આ સર્વોપરિ છે કે-તું પોતાપ્રતિ (આત્મ-પ્રતિ) સત્યશીલ થા, અને ત્યારે જેમ રાત્રિ દિવસને અનુસરે છે તેમ તું કોઈ મનુષ્ય પ્રતિ અસત્યશીલ થઈ શકીશ નહિ.'

જર્મનદેશના અગ્રણી લેખક ગોએથ કવે છે કેઃ—

"Time, my good friend, will all that's needful give:
Gain self-reliance, and you've learn'd to live"

GOETHE'S FAUST.

'હે મારા સન્ મિત્ર! જે આવશ્યકતું છે તે સર્વ, સમય આપશે. તું આત્માશ્રય-સ્વાશ્રય-પ્રાપ્ત કર, એટલે આ સંસારમાં નિર્વાહ કરતાં શીખ્યો જાણ.

કંઈ પણ પ્રવૃત્તિ–ક્રિયા–કરવી, (પછી સારી કે નઠારી,) એ પ્રાણિમાત્રનો સહજ સ્વભાવ છે. પ્રાણિમાત્રે કરી સર્વ અવસ્થામાં સ્વાશ્રયાનુસાર કોઈ એક–કાયિક, વાચિક વા માનસિક–ક્રિયા થયાવિના રહેતી જ નથી. જેમ અન્નપાન છે તેમ જ ક્રિયા છે. શરીરિમાત્રને તે આવશ્યક છે. તે વિના ચાલતું જ નથી. અવે જેમ ખાનપાન સારાં હોય છે તો શરીરને પુષ્ટિતુષ્ટિ મલી તે અધિક સમર્થ થઈ, વલી વિશેષ પુષ્ટિતુષ્ટિ મેલવવા શક્તિમાન્ થાય છે, તેમ ક્રિયા સંબંધમાં પણ છે. ક્રિયા પણ સારી હોય તો તેથી એક જાતિની અધિક ક્રિયાશક્તિ આવી ઉત્તરોત્તર વિશેષ ક્રિયા કરવા શક્તિમાન્ થવાય છે, અને તેથી તેવા ક્રિયાવાનો સ્વાશ્રયાનુરૂપ બહુ પ્રકારનાં સુખપ્રદ ફલ અધિકાધિક સંપાદન કરે છે. જ્યારે ક્રિયા આવશ્યકી અને અનિવાર્યા છે ત્યારે તે સારી ક્રિયા–સત્ક્રિયા–કરવી એમાં કેટલો મહા લાભ છે, એ સમજુઓને સિદ્ધ કરી આપવું પડે એમ નથી. મહારાજ ભર્તૃહરિ કવે છે કેઃ—

"या साधूंश्च खलान्करोति विदुषो मूर्खान्हितान्द्वेषिणः
प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ।
तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वांछितं" ॥

नीति. ९८

'હે સાધો! જો વાંછિત ફલ ભોગવવું હોય તો, ભગવતી સત્ક્રિયાને આરાધો. જે સત્ક્રિયા તે જ ક્ષણથી ખલોને સાધુ (સારા) કરે છે, મૂર્ખને વિદ્વાન્ કરે છે, દ્વેષીઓને હિતકર કરે છે, પરોક્ષને પ્રત્યક્ષ કરે છે, વિષને અમૃત કરે છે.' એવો સત્ક્રિયાનો વિલક્ષણ મહિમા છે.

સત્ક્રિયાને–સારી કરણીને–એક દેવી જેવી ગણી છે. તેથી બહુ લાભ અને સુખ થાય છે. સર્વ સારાં ફલ સારૂ પ્રયત્ન પણ તેવો સારો જ જોઇયે છિયે. તેમાં અન્તરાય પણ બહુ આવે એ સ્વાભાવિક છે. પરન્તુ બુદ્ધિમન્ત સજ્જનો પોતાના અનુભવથી એમ કહે છે કે;–સત્ક્રિયા કરતાં જે વિરોધ આવે છે તે સમર્થ જનોને ઉત્તેજકનો અર્થ સારે છે; તથા સત્ક્રિયાને કરતાં, અને કરી રહ્યા

પછી ફલ સમયે પણ, તે સત્‌ક્રિયા સન્તોષાનન્દપ્રદા છે. તેઓ એટલી જ સૂચના કરે છે કે, સત્ક્રિયામાં પ્રવેશ કરી પછી અન્તરાય આવતાં, જે, દુર્બલની પેઠે, ભગ્નમન થઇ જાય છે તેને તેનો મિષ્ટ સ્વાદ મલતો નથી.

(જયપ્રાપ્તિ અર્થે પ્રયત્ન.)

મહત્ફલની આકાંક્ષાવાન્ સ્વાશ્રયીએ પ્રથમ સત્સમાગમ કરી સત્ક્રિયાને સમજી લેવી. પછી દૃઢ નિશ્ચયથી તે કરવાનો પ્રયત્ન આરંભવો.

ઇંગ્લિશમાં કહેવત છે કે:–'જે કદા આરંભે નહિ તે ફલ મેલવી શકે નહિ.'

'Who never tries, Cannot win the prize.'

**જો ન કરે બલ તો ન મલે ફલ.**

જે, માનસિક ઉત્સાહથી સત્ક્રિયા કરવા, શારીરિક ઉદ્યોગ કરે છે તેને ઈશ્વર સહાય થાય છે અને તેના અર્થની સિદ્ધિ થાય છે.

**"सुमंत्रिते सुविक्रान्ते सुकृते सुविचारिते ।**
**सिद्ध्यन्त्यर्था महाबाहो दैवं चात्र प्रदक्षिणं" ॥**

'હે મહાબાહો! જે અર્થો અથવા ક્રિયાઓ સમ્યક્ વિચારી, સારી રીતિએ મંત્રી (સલાહ લઈ), સારી રીતિએ પરાક્રમ વા પ્રયત્ન કરી, સારી રીતિએ કરવામાં આવે છે તે સિદ્ધ થાય છે. એમાં દૈવ પણ (માન આપી) જમણો–અનુકૂલ–થાય છે.'

રઘુવંશ સર્ગ ૩ શ્લોક ૬૨ માં કાલિદાસ કવે છે કે:—

**" पदं हि सर्वत्र गुणैर्विधीयते "**

'(પ્રયત્નાદિ) ગુણોએ કરી (મિત્ર, શત્રુ અને ઉદાસીન) સર્વમાં ચરણ મૂકાય છે.' એ યથાર્થ છે.

એક યૂરોપીય કવિ કવે છે કે:—

"The wise and prudent conquer difficulties
By daring to attempt them. Sloth and folly
Shiver and shrink at sight of toil and danger,
And make the impossibility they fear."

ROWE.

'વિવેકી અને દૂરદર્શી હોય છે તે દુષ્કરત્વોને કિંવા કઠિન કાર્યોને કરવાના સાહસથી જ તેવાં કાર્યોને જીતે છે. પણ આલસ્ય અને મૂર્ખતા છે તે શ્રમને અને ભયને દેખીને, ધ્રુજે છે અને સંકુચાય છે; અને એમ થયે જે અસાધ્યતાથી તેઓ બીએ છે તે અસાધ્યતા તેઓ પોતે જ ઉત્પન્ન કરે છે.'

ઉત્સાહને તથા ઉદ્યોગને અન્તે સ્વાશ્રયીઓને જય જ છે, તેમ સતે કદાપિ જય ન મળ્યો તો હાનિ તો નથી જ. ઉદ્યોગી પુરુષસિંહને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. તેથી સ્વશક્તિવતે પૌરુષ કરે.

" यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः "

(યત્ન કરે પૂર્વોક્ત ગુણ તો છે જ) કદાપિ સિદ્ધિ ન થઈ તો તેમાં દોષ શો છે? કંઈ જ નથી.

(મનુષ્યોના ત્રણ વર્ગ–નીચ, મધ્યમ અને ઉત્તમ.)

મહાશયેચ્છકોએ પ્રથમ સત્સંગ કરી, સત્ક્રિયા એ શું છે તે જાણી લેવું; પછી વિચાર કરી તે સત્ક્રિયા કરવાનો આરંભ કરવો, અને પછી પૂર્ણ પ્રયત્ન ચાલુ રાખી તેમાં દૃઢ રહેવું; અને તેમાં, સફલ થતા સુધી વિરમ્યા વિના વધતાં જવું. મહારાજ **ભર્તૃહરિ** જેવા પ્રામાણિક પુરુષનાં નીચેનાં વાક્યમૃત સર્વેએ સ્મરણમાં રાખવાનાં છેઃ—

"प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति" ॥ नीतिशतक. २७

'**નીચ** જનોએ વિઘ્નના ભયનેલીધે કંઈ (ક્રિયા–કર્મ–) આરંભાતું જ નથી; **મધ્યમ** જનો પ્રારંભીને પછી વિઘ્નથી હત થતાં (વિઘ્ન આવતાં) વિરમી જાય છે (આરંભેલું કાર્ય છોડી દે છે); પરન્તુ **ઉત્તમ** જનો (સત્ક્રિયા–કર્મ–ને) પ્રારંભીને વારંવાર વિઘ્નોથી હણાયાં જાય છે તોપણ તેને ત્યજતા નથી. અર્થાત્ ફલસિદ્ધિ થતા સુધી તેમાં પ્રવૃત્ત રહે છે.'

એ યથાર્થ છે. અને એ પ્રમાણે કસોટી છે તો, આપણે કયા

વર્ગમાં છિયે-નીચમાં, મધ્યમમાં, કે ઉત્તમમાં,-તેની પરીક્ષા પ્રત્યેકે પોતાની મળે જ કરી લેવી.

આ જગત્નાં મનુષ્યોના એ પ્રમાણે પણ ત્રિવર્ગ થાય છે. તેમાં વિશેષ સંખ્યા નીચ વર્ગમાં જાય છે. તેઓને બોધ પહોચી શકતો નથી. મધ્યમ વર્ગમાં પ્રમાણમાં જે અલ્પ સંખ્યા છે, તેઓમાંથી જે પાછાં હઠે છે કે ઉભાં રહે છે તેઓને અન્તે નીચ વર્ગમાં જવાનું થાય છે; અને જે વર્ધમાન વા અગ્રગામી થાય છે તેનું સંચરવું ઉત્તમ વર્ગ-કે જેમાં અલ્પતર સંખ્યા છે-તેમાં થાય છે. એમ પરસ્પર સંબંધ હોવાથી સર્વ વર્ગવિષે વિચાર જાણવા ઉપયોગી છે.

જન્મથી જે પોતાની દશા હોય તેવી ને તેવી જ દશામાં રહેનાર માણસો પશુવત્ ગણાઈ નીચ વર્ગમાં લેખાય છે. જન્મ પછી વધવું એ સ્વાભાવિક નિયમ વા સંકેત છે, એમ સર્વનાં શરીરની વૃદ્ધિ ઉપરથી સ્પષ્ટ જણાય છે. બાલકના અવતરતી વેલાના શરીરમાં, અને પછી તેના તે જ બાલકના પચીશ ત્રીશ વર્ષના શરીરમાં, વૃદ્ધિ થઈ કેટલું બધું અન્તર પડે છે, એ સર્વને પ્રત્યક્ષ છે. જેમ શરીર વિષે સર્વ પ્રાણીને છે, તેમ શરીર સંબંધી સર્વ વિષયોમાં મનુષ્ય પ્રાણીને એક વિશેષ છે. ભાષાના અભાવે તથા વિચારવૃદ્ધિનાં સાધનના અભાવે પશુઓને, પ્રથમની જે દશા હોય છે તેમાં જ રહેવું પડે છે. હોય તે જ દશામાં રહેવું એ પશુની સ્થિતિ છે. પોતાની દશા સુધારવા તથા વધારવા મનુષ્યજાતિ પાસે બહુ સાધન છે. અને તેઓનો જેમ જેમ ઉપયોગ કરવામાં આવે તેમ તેમ માનવીયદશા સારી રીતિએ વધતી જાય છે. તેમ થાય એમાં એક સાધન થવું એ મનુષ્યમાત્રનો ધર્મ છે. જે હોય તે જ અવસ્થામાં પડી રહેવું એ પશુતુલ્ય થવા જેવું છે; તોપણ દુર્ભાગ્યે, બહુ સંખ્યા પ્રથમથી બહારની જે સ્થિતિમાં હોય છે તે જ સ્થિતિમાં સદા રહે છે.

પ્રકૃતિના જે પ્રધાન ગુણે કરી એ દશામાં મનુષ્યો બંધાય છે તેનું શાસ્ત્રોક્ત નામ 'તમોગુણ' છે.

તમોગુણ અજ્ઞાનથી જન્મે છે અને તે મોહકર વા અવિવેકકર

(સારાસારનો આવરક) છે. પ્રાપ્ત કર્તવ્યના અકરણ રૂપ પ્રમાદે કરી, આલસ્યે કરી, અને નિદ્રાએ કરી, સર્વ મનુષ્યોને તે બાંધે છે. અપ્રકાશ વા અત્યન્ત અવિવેક, અપ્રવૃત્તિ, પ્રમાદ, મોહ કિંવા મૂઢતા, એ તમોગુણની વૃદ્ધિમાં લિંગ[1] છે.

તમોગુણ વ્યાપેથી અકૃતમાં કૃતમાનિત્વ અને અજ્ઞાનમાં જ્ઞાનમાનિતા આવે છે. તમોગુણ પ્રવૃત્તિનો પ્રતિબંધક છે; અને મોહજનક છે.

તમોગુણ પૃથ્વી વા જલ સમાન અધોગતિમાન્ છે. તેનો સ્વભાવ નીચે જવાનો છે. તે તમોગુણસ્થ મનુષ્યો પણ પશુ વા સ્થાવર સમ નીચવર્ગીય થઈ પડે છે.

ઈશ્વરકૃપાથી કોઈ સંયોગને લીધે જે કોઈ મનુષ્યો એ સીમા ઉલ્લંઘીને અગાડી આવે છે તે ઉપરિ વર્ગમાં સંચરે છે.

મધ્યમ વર્ગમાંનાં મનુષ્યો પોતાની અવસ્થાને સુદ્ધારવા વધારવાનો પ્રયત્ન કરે છે, અને એમ કરવું એ જ મનુષમાં માનુષત્વ છે. થોડું ભણી વાચવા લખવા શક્તિમાન્ થયા હોય, અને પોતાની મૂલઅવસ્થા હોય તેમાંથી ગમે તે પ્રકારે જે આગળ જવા ધારતા હોય, એ સર્વે એ વર્ગમાં આવે છે. તેમાંથી કેટલાક થોડું ચાલી અટકી પડે છે; કેટલાક ચાલ્યા જઈ અધિકાધિક યોગ્યતા મેલવી અન્તે ઉત્તમ વર્ગમાં પ્રવેશ કરે છે. એ મધ્યમ વર્ગમાંથી ઉત્તમ વર્ગમાં સંચરવાની આશા રાખનાર ઉત્સાહી મહાશયોએ કેટલાક વિચારો સદા લક્ષમાં રાખવાના છે.

પ્રકૃતિના જે પ્રધાન ગુણે કરી એ અવસ્થામાં મનુષ્યો બંધાય છે, તેનું શાસ્ત્રોક્ત નામ 'રજોગુણ' છે. રજોગુણ રાગાત્મક છે. અપ્રાપ્તના અભિલાષરૂપ 'તૃષ્ણા', તથા પ્રાપ્ત વિષયે મનની પ્રીતિરૂપ 'આસંગ', તેઓથી તે રજોગુણ ઉદ્ભવે છે. [2]દૃષ્ટાદૃષ્ટાર્થ કર્મો-વિષે તત્પરતારૂપ જે 'કર્મસંગ' તેણે કરી મનુષ્યોને તે બાંધેછે. પરદ્રવ્યાદિમાં ઇચ્છારૂપ 'લોભ,' પ્રવૃત્તિ,[3] કર્મોનો આરંભ,[4] હર્ષરાગાદિ પ્રવૃત્તિરૂપ 'અશમ,' સર્વસામાન્ય વસ્તુવિષયા તૃષ્ણારૂપ 'સ્પૃહા' એ રજોગુણની વૃદ્ધિનાં લિઙ્ગ છે.

---

૧ ચિહ્નન. ૨ કેટલાંક દીઠેલાં અને કેટલાંક ન દીઠેલાં ફલ છે જેનાં એવાં. ૩ સામાન્ય ચેષ્ટા. ૪ ઉદ્યમ.

રજોગુણ વ્યાપેથી પ્રવૃત્તિ, ચંચલતા, કર્મજનકતા, આવે છે. રજોગુણ પ્રવૃત્તિનો પ્રવર્તક છે અને દુઃખજનક છે.

રજોગુણ વાયુ સમાન મધ્યગતિમાન્ છે. તેનો સ્વભાવ મધ્યે રહી કર્મોમાં પ્રવૃત્તિ કરાવવાનો, અને નીચે કે ઉચ્ચે પ્રેરવાનો છે. રજોગુણસ્થ મનુષ્યો મધ્યે રહે છે કિંવા સંગાનુસાર નીચે ઉચ્ચે જાય છે.

એ અવસ્થામાં બહુ સાવધાનતા રાખવાની છે. કારણ તેમાંથી નીચે પડાય છે, કે તેમાં ને તેમાં જ હિંદોલે ચડાય છે, કે તેમાંથી ઉત્તમ વર્ગમાં જવાય છે. સમજુ મનુષ્યોએ તેમાંથી ઉત્તમ વર્ગમાં જવાનું ઉચ્ચ લક્ષ્ય રાખવું, એ ઉચિત છે. તેટલા સારૂ તેઓએ પ્રથમ નિરન્તર સન્માર્ગમાં વધ્યાં જવાની પ્રતિજ્ઞા કરવી, અને તે **સંવર્ધનને** (Progressing) સદા સ્મરણમાં રાખી જ્યાં સુધી પુરુષાર્થ સિદ્ધ થાય ત્યાંસુધી ન વિરમવાનું 'પણ' લેવું.

સદા મહાશય રાખી ગમે તેવાં વિઘ્ન વા વિક્ષેપ આવે તોપણ કદાપિ વિરમવું નહિ. જે વિક્ષેપ દેખી પાછાં હઠે છે, વા વિરમે છે, તેને ઇષ્ટ ફલ મળતું નથી, અને કરેલો શ્રમ વ્યર્થ જાય છે. કોઈ કોઈ સમયે તો ફલ બહુ સમીપ હોય છે, પણ ધૈર્ય ત્યજી વા 'હિંમત હારી' ઉભાં રહેથી, તેનો લાભ લેવાતો નથી. કેટલેક પ્રસંગે તો 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે અભાગીઓ મહો ધોવા ગયો' એવું જ થાય છે. ગમે તેવાં સંકટો, ગમે તેવા પ્રતિબંધો, ગમે તેવા વિક્ષેપો, સંક્ષેપમાં ગમે તેવા ઉદયાસ્ત આવે, તોપણ શૂરવીરસમ **સુવર્ધમાન** શબ્દના મંત્રનો જપ મનમાં કરતાં રહી, અને તે જ શબ્દનો ઘોષ મુખથી કરતાં જઈ, સન્માર્ગમાંથી ચલ્યા વિના અગ્રગામી રહેવું, તો અન્તે ઈશ્વરના અનુગ્રહથી શુભ ફલ મળશે જ મળશે.

અમેરિકાખંડ ખોલી કહાડનાર કોલંબસના ઇતિવૃત્તથી[1] સિદ્ધ થાય છે કે, જે જન સંકટથી નિરાશ ન થતાં સંવર્ધમાન રહે છે તેને અન્તે ઇષ્ટ ફલ મળે છે. જેટલા દિવસનું અનુમાન કરયું હતું તે કરતાં બહુ દિવસ સુધી તેણે પોતાની નૌકાને આગળ ચલાવ્યાં કરી, તોપણ કોઈ સ્થલ વા દેશ દેખાયો નહિ. તેથી તેના સંગીઓ એટલા રોષે ભરાયા કે કોલંબસને મારી નાખવાનો

---

૧ ઇતિહાસ, વૃત્તાન્ત.

તેઓએ સંકલ્પ કર્યો. તોપણ કોલંબસે પોતે ધૈર્ય રાખી, તેઓને પણ બહુ પ્રકારે શાન્ત પાડ્યા, અને અન્તે અમેરિકા જેવો આખો ખંડ ખોલી અમર નામ કર્યું. સામાન્ય મનુષ્યોની પેઠે સંકટ જોઈ નિરાશ થઈ કોલંબસ પાછો વળ્યો હત તો, કરેલો શ્રમ વ્યર્થ થાત, તેના જીવનને ઉદ્ધતતાનું કલંક ચોટત, અને તેને ફલ કશું ન થાત.

**સંવર્ધન**ના પ્રતાપથી જ કોલંબસને અમેરિકાખંડ મળ્યો કહિયે તો ચાલે. આપણે આપણી શક્તિના અને આશયના પ્રમાણમાં, નિરાશ થઇને ઉભા રહિયે ત્યાં અલ્પ અધિકના અભાવે, (જરાક સારૂ) ફલથી દૂર રહેતા હઈશું, એમ હોય તો તેમાં શું આશ્ચર્ય છે. આપણે જે શુભ કર્તવ્ય કરવાનો આરંભ કર્યો હોય તેથી વિરમવાની વૃત્તિ થાય ત્યારે એટલું જ આપણે પોતાને જ પૂછવું કેઃ—

અલ્પ અન્તર સારૂ સર્વ સિદ્ધિનો નાશ તો નથી થતો? એટલું સ્મરણ કરી કોલંબસની પેઠે **સંવર્ધમાન** થવું. ઈશ્વરકૃપાથી એમ થયે કર્મ અને ફલનો યોગ અન્તે થશે જ થશે.

શૂરવીર નેપોલીઅન બોનાપાર્ટની પેઠે અશકયતાના નિરાશાના વાચક શબ્દ કોશમાંથી કહાડી નાખી, **સંવર્ધન** શબ્દનું જ સેવન રાખવું યોગ્ય છે.

નીચવર્ગમાંના જ મનુષ્યો,સૂક્ષ્મદર્શકયંત્રસમ સંશયરૂપ દૃષ્ટિએ નહાની નહાની કઠિનતાઓને મહતી મહતી દેખી, બીની જાય છે, એટલે પછી જીવનસફલકરી મહાશયતાને તો જોવાનો વારો પણ તેઓને આવતો નથી, અને તેઓની સૂક્ષ્મદર્શક આંખ મહદ્દર્શક થઈ શકતી જ નથી.

પ્રકૃતિના જે પ્રધાન ગુણે કરી ઉત્તમ વર્ગમાં મનુષ્યો આવી વસે છે, તેનું શાસ્ત્રોક્ત નામ 'સત્ત્વગુણ' છે. સત્ત્વગુણ લઘુ (ભારવિનાનો) નિર્મલત્વથી પ્રકાશક, અને નિરુપદ્રવ છે. સુખસંગે તથા જ્ઞાનસંગે મનુષ્યને સંબંધ કરાવે છે. ઇન્દ્રિયોમાં તથા અન્તઃકરણમાં જ્ઞાન–પ્રકાશ–ઉપજે એ સત્ત્વગુણની વૃદ્ધિનાં લિઙ્ગ છે.

સત્ત્વગુણ વ્યાપેથી જ્ઞાન, સુખ, શાન્તિ આવે છે. સત્ત્વગુણ સુખજનક છે.

સત્ત્વગુણ અગ્નિસમાન ઊર્ધ્વગતિમાન્ છે. તેનો સ્વભાવ ઉચ્ચે

લઈ જઈ જ્ઞાનપ્રકાશ અને સુખ આપવાનો છે. સત્ત્વગુણસ્થ મનુષ્ય ઊર્ધ્વ સ્થાન પ્રતિ જાય છે; અને દૈવી સંપત્તિ પામે છે.

એવા સત્ત્વગુણી [1]પુરુષકારી મહાશયોને અન્તે યથેચ્છ શુભ ફલ મલે છે તેનાં અનેક દૃષ્ટાન્તો આપણામાં પ્રસિદ્ધ છે. માત્ર તેઓને યથાર્થ સમજી તેઓનો પ્રયોગ કરતાં શિખવાની જ અપેક્ષા છે. કલ્યાણની સિદ્ધિની પૂર્વાવસ્થા બહુવિઘ્ના હોય છે, પરંતુ તેમાં ધર્માર્થે આદર હોય તો, તેની સિદ્ધિના ઉદયકાલે સત્કલ્યાણની પરંપરા આવે છે એ સિદ્ધ છે. ધ્રુવની કથાનું દૃષ્ટાન્ત અત્ર લઇએ,—કે જે કથાનું અમૃત, છેક બાલ્યાવસ્થાથી જ, નિરતિશય પ્રેમિણી માતાઓના મુખારવિંદથી, ચિત્તાકર્ષક સુરસ રાગસહિત, આપણામાંના બહુના નિર્મલ અને કોમલ અન્તઃકરણમાં, કર્ણદ્વારા, ઉતરેલું હોય છે.

( ધ્રુવ. )

ધ્રુવ.[2] ઉત્તાનપાદનામે રાજાને સુનીતિ તથા સુરુચિ નામે બે સ્ત્રીઓ હતી. તેમાં સુરુચિ સ્ત્રી રાજાને અતિપ્રિયા હતી, તેને ઉત્તમ નામે પુત્ર હતો. સુનીતિને ધ્રુવ નામે સુત હતો. એકદા રાજા સુરુચિના પુત્રને ખોળામાં બેસારી લડાવતો હતો તહિં, ધ્રુવને પણ રાજાના અંકમાં[3] બેસવા ઇચ્છા થઈ. પરન્તુ રાજાએ તેને અભિનન્દન આપ્યું નહિ. તે જોઈ અતિગર્વિતા સુરુચિ બોલી કેઃ—'હે વત્સ! તું રાજકુમાર છું, પણ મારી કૂખે તેં અવતાર લીધો નથી, તેથી તું નૃપતિના આસન ઉપર બેસવા યોગ્ય નથી. તું બાલક છું તેથી તને સમજણ નથી, અને તેથી આ દુર્લભ મનોરથ તને થયો છે.' માતાની સપત્નીનાં[4] એવાં દુર્વચનવતે વિંધાયલો ધ્રુવ રોતો રોતો માતા પાસે ગયો. માતાએ તેને ઉત્સંગમાં[5] લીધો, અને કોઈ અન્તઃપુરજનના મુખથી સપત્નીનાં કઠોર વાક્ય સાંભલી પીડા પામી ગદ્ગદિતા થઈ, વિલાપ કરતી, પુત્ર પ્રતિ તે કહેવા લાગી કેઃ—'હે તાત! તે માતાએ જે કહ્યું છે તે ખોટું નથી. તારા દુઃખનું છેદન કરવા ઈશ્વર વિના અન્ય કોઈને હું સમર્થ જોતી નથી.' ઇત્યાદિ વચન સાંભલી, માનભંગને ન

---

૧ પુરૂષકાર એટલે પ્રયત્ન વા ઉદ્યોગ વાળા. ૨ શ્રીમદ્ભાગવતના ચતુર્થસ્કંધના અષ્ટમાધ્યાયથી આરંભાતું ધ્રુવનું આખ્યાન અત્ર લીધું છે. ૩ ખોલામાં. ૪ શોક. ૫ કેડથી ઉપરનો ભાગ; છાતી સરસો ચાંપ્યો.

સહન કરવાનો ક્ષત્રિયતેજનો મહિમા વધારતો તે બાલક, પાંચ વર્ષના વયે બુદ્ધિવતે નિશ્ચય કરી, અભ્યુદય સારૂ પિતાના પુરથી બહિર્ નીકળ્યો. ત્યાં નારદ મળ્યા. તેઓએ ધ્રુવને પાછાં વળવાનાં બહુ કારણ કહ્યાં અને કહ્યું કે:—'તારે માન અવમાન ગણવું યોગ્ય નથી. કદાપિ ગણુ તોપણ અજ્ઞાન વિના પુરુષને અસંતોષનું કંઈ કારણ નથી. કારણ કે લોકમાં નિજકર્મવતે જ સુખદુઃખ થાય છે. તું જે ઇચ્છે છે તે બહુ કઠિન છે. સુખદુઃખમાં,–સુખ હોય ત્યારે પુણ્યનો ક્ષય થાય છે, અને દુઃખ હોય ત્યારે પાપનો ક્ષય થાય છે,–એમ માની, આત્માને તોષી, શરીરધારી ( જન ) અજ્ઞાનનો પાર પામે છે.' ઇત્યાદિ સાંભલી ધ્રુવ ઉત્તર દે છે કે:–'સુખદુઃખથી હત[1] થયેલા જનો અર્થે આપે કૃપાથી આ શમનો[2] જે માર્ગ દેખાડ્યો, તે, મારા જેવાને સારૂ દુર્દર્શ[3] છે. હું તો, જે પદ ત્રિભુવનમાં પણ ઉત્કૃષ્ટ હોય અને જે પદ મારા પિતાદિઓ કે બીજાઓ પણ પામ્યા ન હોય, તે પદને જીતવા ઇચ્છુ છું. તેથી હે બ્રહ્મન્! ( તેવા મહાશય ઉત્સુકને યોગ્ય એવો ) સારો માર્ગ દેખાડો.

"पदं त्रिभुवनोत्कृष्टं जिगीषोः साधुवर्त्म मे ।
ब्रूह्यस्मत्पितृभिर्ब्रह्मन्नन्यैरप्यनधिष्ठितम्॥" અ૦ ૮ શ્લો. ૩૭

પ્રસન્ન થઇ અનુકંપાવા[4]ન્ નારદે ધ્રુવને અભીષ્ટ માર્ગ દેખાડ્યો. ઉત્કૃષ્ટપદની ઉન્નતેચ્છામાં અને ઉન્નતેચ્છામાં ધ્રુવ ચાલ્યો ગયો. ઈશ્વરના અનુગ્રહથી તેને વેદાદિ સર્વવિદ્યાની પ્રાપ્તિ સહિત તત્ત્વજ્ઞાન થયું. તેનું શરીરબલ પણ તેવું જ સારૂ વધ્યું. સર્વ પ્રકારે યોગ્ય થઈ પાછાં વલતાં રાજ્ય પણ તેને જ મલ્યું અને સુનીતિમાતાદિને પૂર્ણ આનન્દ આપ્યો. સ્વરાજ્યની પ્રજાને પિતા સમાન પાલી, અનેક પરાક્રમો કરી, અન્તે વિષ્ણુપદ પામ્યા. જે અચ્યુત પદ, શાન્ત, સમદર્શી, શુદ્ધ, અને સર્વભૂતનું રંજનકર્તા મહાત્માઓ જ પામે છે. મહત્ત્વ–ઇચ્છક સર્વેએ ધ્રુવચરિત ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એમ તેના ગ્રંથકાર કહે છે.

એ ચરિત્ર ઉપરથી આપણે અનેક ઉપદેશ લઈ શકાય છે.

---

૧ હણાયલા, જીવનવિનાના. ૨ શાન્તિ. ૩ જોવાને કઠિન, નજરમાં ન આવે એવો. ૪ દયાવાન્.

ધ્રુવ રાજકુમાર હતા અને છેક બાલક હતા, અને માત્ર દુર્વચન સાંભલ્યું હતું તોપણ તેનામાં પૌરુષ હતું તો દુર્વચનમાત્રથી જ ઘર્ષણ થઈ પ્રકાશ થયો.

" यदचेतनोपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरिनकान्तः
तत्तेजस्वी पुरुषः परकृतविकृतिं कथं सहते "

म. नी. ३७.

'સૂર્યકાન્તમણિ અચેતન છે તોપણ સૂર્યના પાદે કરી (કિરણોએ કરી) સ્પર્ષાયે સતે પ્રજ્વલે છે, (તપી જઈ અગ્નિ ઉત્પન્ન કરે છે,) તો તેજસ્વી પુરુષ પરે કરેલા વિકારને કેમ સહે?' ન જ સહે. પ્રમાણમાં એ કોમલ રાજકુમારને એ મહતી વિપત્તિ કહેવાય. પરંતુ તેણે તે વિપત્તિને જ ઉદય-મહત્તા-પ્રાપ્ત કરવાનું સોપાન (પગથિયું) કર્યું. તેને થયેલા તિરસ્કારથી નિરાશ થઈ સ્વમાતાના આગલ રોઈ તે બેશી રહ્યો નહિ. કિંતુ સંવર્ધનના ઉપાયની જિજ્ઞાસા કરી. તે ઉપાય પણ સામાન્ય નહિ કિંતુ બહુ કષ્ટકર અને ભય ભરેલો હતો. તેણે વિચાર્યું કે, પોતાની દશા બહુ નીચી છે, તેને સર્વોત્તમા કરવાની ઇચ્છા છે તો, તેના પ્રમાણમાં પ્રયાસ પણ તેવો જ કરવો જોઇયે. તદનુસાર દૃઢ નિશ્ચય કરી તપ, નામ, ઇચ્છેલા આશયને સિદ્ધ કરવાયોગ્ય વિહિત કર્મ, કરવા નીકલ્યો. અને એવો મહાન્ પ્રયત્ન કર્યો કે, ઈશ્વરકૃપાથી તેને રાજ્ય અને બહુ સુખ વૈભવ મળ્યાં, અને અન્તે ઉત્કૃષ્ટ પદની પ્રાપ્તિ થઈ. તેણે નિરૂપણ કિંવા શોધ કર્યાથી, વા તે પોતે ઉત્કૃષ્ટ પદ પામ્યાથી, કે ગમે તે કારણથી અજી સુધી અચલ ધ્રુવના તારા સાથે તેનું નામ અચલ અમર ગણાય છે.

વિચાર કરી જોતાં એમ જણાય છે કે, મહન્ત પુરુષો દુઃખને પણ સુખનું સાધન કરી શકે છે, એટલું જ નહિ કિંતુ તેઓ પ્રતિકૂલતાને વા દુઃખને એવું વશ કરી લે છે કે, જે દુઃખ, અસંખ્ય સામાન્ય મનુષ્યોને પોતાના સદાના દાસ કરીને તેઓનો **રાજા** થઈ રહે છે, તે જ દુઃખ, મહાત્માઓનો **દાસ** થઈ પડી મહાત્માને જે અતિપ્રિય **યશ** તેનો વિસ્તર કરવામાં યથેચ્છ સાધન થઈ જાય છે. મહાત્માઓનો પ્રવેશ દુઃખમાં અને સજ્જનોના મનમાં સંગાતે જ થાય છે.

( રામ. )

[1]સજ્જનતાના તથા મહત્તાના ઉપાસકોએ સદ્‌ગુણમૂર્ત્તિ વિશુદ્ધ રામના પરમપાવન વિઘ્નનાશક પુષ્ટિવર્ધન અભ્યુદયકર તથા શ્રેયસ્કર ચરિતની અનુપમપ્રતિમાની અંતઃકરણમાં પ્રતિષ્ઠા કરી તેની દીર્ઘકાલ નિરંતર સત્કારપૂર્વક એકાગ્ર ચિત્તે ઉપાસના કરવી એ અનિષ્ટબાધક અને શ્રેયઃસાધક છે.

પરમપવિત્ર રામચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે,—તેઓ મહારાજાધિરાજના યુવરાજ હતા તોપણ તેઓ વિદ્યાને કેવી ઉત્તમોત્તમા માનતા હતા તે આ શ્લોકથી જણાશે.

“कुलक्रमागतायाश्च राज्यप्राप्तेर्गतस्पृहः ।
राज्यलाभादपि परं मेने विद्यागमं परं[2]” ॥

रामायण.

‘શ્રીરામ કુલક્રમથી આવતી રાજ્યપ્રાપ્તિથી ગતસ્પૃહ હતા. ઉચ્ચ વિદ્યાના લાભને રાજ્યલાભથી પરમ માનતા હતા.’

તદનુસાર તેઓએ મહા પરિશ્રમે વિદ્યાભ્યાસ કરી પુરોહિત ગુરુ વસિષ્ઠને સન્તોષ્યા.

એમ બહુશ્રુત થઈ પછી બહુદૃષ્ટ અને વ્યવહારજ્ઞ થવા વિશ્વામિત્ર સહ પ્રવાસ કર્યો. સર્વ પ્રકારે સર્વસંપન્ન થઈ સમાવર્તન કરી સર્વોપકારાર્થે ગૃહસ્થાશ્રમનો આરંભ કરતાં જ તે સર્વશ્રીમાન્ સાધુ[3] પ્રતિ વિપત્તિ આવી; અને તે, સમસ્ત રાજશ્રીનો વિયોગ અને રંકશ્રીના ભોગ લાવી. તે ધર્મજ્ઞ કૃતજ્ઞ સત્યવાક્ય દૃઢવ્રત બુદ્ધિમાન્ પ્રતાપવાન્[4] રામે તે વિપત્તિને પણ પરોપકારનું સાધન કરી અનુપમ યશની દાત્રી કરી. રાજ્યનો નાશ, વનમાં વાસ, પિતાનુ મૃત્યુ, સીતાનું હરણ, ઇત્યાદિ ઉત્તરોત્તર એકનો અન્ત આવતાં પૂર્વે અન્યની પ્રાપ્તિ થતી. અને તે સ્વાભાવિક જ છે. મનુ સ્મરે છે તેમઃ—

૧ Goodness and Greatness. ૨ સીરામપુરની આવૃત્તિના પૃષ્ટ ૬૪૯ માં એ શ્લોક છે ૩. મૃદુ મધુર સ્વભાવવાળા. ૪ સ્મૃતિમાત્રે કરી રિપુના હૃદયનું વિદારણ કરવા સમર્થ. પૌરુષવાન્.

" छिद्रेष्वनर्था बहुलीभवन्ति."
(છિદ્રોમાં બહુ અનર્થો થાય છે.)

("When sorrows come, they come not single spies, but in battalions.")

એમ થયું અને વિપત્તિની અને પ્રતિકૂલતાની પરંપરાની કંઇ પણ સીમા રહી નહિ તોપણ, 'સત્ત્વ[1] અનુસાર સિદ્ધિ' એ યથાર્થ છે.

"सर्वः कृच्छ्रगतोपि वांछति जनः सत्त्वानुरूपं फलम् ।"
भ. नी. ३०.

'સર્વજન કષ્ટ પામતાં પણ સત્ત્વાનુરૂપ–સામર્થ્ય પ્રમાણે–ફલ ઇચ્છે છે,' એ યથાર્થ વચન પ્રમાણે રામ વિષયે વારંવાર જોવામાં આવે છે. મહાત્માને કંઇ અતિભાર વા કાહિં વિદેશ તો છે જ નહિ.

રામની સદ્‌વૃત્તિ, પ્રકાશ પ્રમાણે સદા ઊર્ધ્વગામિની[2] જ હતી. પ્રવાહપ્રાપ્ત કર્તવ્યમાં તેઓ બાહ્યથી વિરમ્યા દેખાયા નથી. મહાત્માઓનું લક્ષ્ય[3] સદા ઉચ્ચ હોય છે, તથા તેઓના વિચાર સદા ઉચ્ચ અને વિશાલ હોય છે એટલું જ નહિ, કિંતુ તેઓ તેને આચારમાં આણે છે તે સમયે પણ, બહુ જ સામાન્ય સાધનથી, બહુ મહત્ કાર્ય સિદ્ધ કરે છે. એવી વિલક્ષણશક્તિ તેઓનામાં હોય છે.

ઉપર સૂચવ્યા પ્રમાણે મહાસંકટમાં સતે રામે રાવણ જેવાને જીતી અક્ષયકીર્તિ મેળવી છે. અને તે પણ કેટલી પ્રતિકૂલતા અને કેવાં નિકૃષ્ટ સાધનથી!

"विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
[4]तथाप्येको रामः सकलमजयद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे"
महानाटक. १११

---

૧ સ્વાત્મવિશ્રામ પ્રકાશકારી કોઇ આન્તર ધર્મ, પ્રકાશાદિસંપાદક પ્રકૃતિનો ગુણ. The stuff of which a wise and excellent person is made. ૨ ગમેતે સ્થિતિમાં હોય પણ ઉપર–ઉંચે–જનારી. ૩ નીશાન. ૪ पदातिः काकुत्स्थो એવું પાઠાન્તર છે.

'જીતવાની તો લંકા, ચરણવતે તરવાનો તો સાગર, શત્રુ તો રાવણ, રણભૂમિમાં સહાય તો વાનરા, (એમ સર્વ પ્રકારે પ્રતિકૂલતા) તથાપિ એક રામે સકલ રાક્ષસકુલને જીત્યું. (એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે) મહાત્માઓની ક્રિયાસિદ્ધિ સત્ત્વમાં (નામ સ્વાત્મામાં કિંવા સ્વકરણ, સ્વપ્રકાશ, સ્વશક્તિ–બલ–સાહસ વા વ્યવસાયાદિમાં) છે, ઉપકરણમાં (નામ સહાય–સાધન–માં) નથી.'

મહાનુભાવ રામના ઐશ્વર્યનું તથા સત્ત્વનું માહાત્મ્ય કંઈક આશ્ચર્યજનક હતું. વિશુદ્ધ સત્ત્વગુણમાં પરમાત્મબિંબ પ્રતિબિંબિત થઈ, સૂર્યવત્, અખિલ જડને–જગત્‌ને–પ્રકાશે છે અને પ્રેરે છે. રામના એ અનુપમ ગુણોના અંશ જે પ્રમાણમાં જેઓમાં હોય છે તે પ્રમાણમાં તેઓ સત્ મહત્ કાર્ય કરવા સમર્થ થાય છે. જે જે દેશમાં અને જે જે કાલમાં તેવા દૈવાંશી જનોનો સંબંધ થાય છે, તે તે દેશકાલમાં સ્વારસ્ય અને મહત્ત્વ, તે દૈવ કિંવા ઐશ્વરીય અંશાનુસાર, પ્રકટ થઈ લોક હિતાર્થે પ્રવર્તે છે. દૈવાંશીને કશું અસાધ્ય વા અશક્ય લાગતું જ નથી. દૈવ અંશ સ્વલ્પને મહત્‌નું મૂલ કરી શકે છે; દૈવાંશ વિપત્તિને સંપત્તિનું સાધન કરી શકે છે; દૈવાંશ દુ:ખને સુખનું વાહક કરી શકે છે; દૈવાંશો અસ્તને ઉદયનો જનક કરી શકે છે; દૈવાંશો અપકર્ષને ઉત્કર્ષનો ઉત્થાપક કરી શકે છે; દૈવાંશો અશુભને શુભનું પ્રેરક કરી શકે છે; દૈવાંશો અમંગલને મંગલનું પ્રવર્તક કરી શકે છે; દૈવાંશો અસારમાંથી સાર શોધી શકે છે; દૈવાંશો અહિતને હિતનું ઉત્પાદક કરી શકે છે; દૈવાંશો લઘુતાને પ્રભુતાનું કારણ કરી શકે છે.

દૈવાંશી પુરૂષના તત્ત્વજ્ઞાનની તૃપ્તિમાં આકાંક્ષાનો અવકાશ જ ન હોવાથી, દૈવીસંપત્તિ સંપૂર્ણ ઉદ્ભવી અસંખ્ય પ્રાણીને અધિક સુખી કરવા તેઓ સમર્થ થાય છે.

મહાકવિ મિલ્ટન કવે છે:—

"Our greatness will appear
Then most conspicuous when great things of small,
Useful of hurtful, prosp'rous of adverse
We can create, and in what place soe'er
Thrive under evils, and work ease out of pain,
Through labour'd endurance.

MILTON.

જેઓનામાં રામના એ અંશો હોય છે તે જન 'રામ વિનાના નહિ' કિંતુ 'રામવાન્' કહેવાય છે. તેવા તેજસ્વીઓ, સામાન્ય જનોને બાધક એવા અનેક વિરુદ્ધ સંયોગો અને પદાર્થોને, સ્વ-પ્રકાશે કરી, સાધક કરી લે છે, અને અભીષ્ટ સિદ્ધ કરી કૃતાર્થ થાય છે.

રોમના રાજ્યનો રામાંશી મહારાજ માર્કસ એન્ટોનિનસ વદે છે કેઃ—

"It (that which rules within-Âtman) requires no definite material, but it moves towards its purpose, under certain conditions however; and it makes a material for itself out of that which opposes it, as fire lays hold of what falls into it, by which a small light would have been extinguished: but when the fire is strong, it soon appropriates to itself the matter which is heaped on it, and consumes it, and rises higher by means of this very material".

The Thoughts of the Emperor M. Aurelias Antoninus. IV. 1. p. 93.

'મહાત્માને (રામવાનને) નિશ્ચિત સાધનની અપેક્ષા નથી. અમુક વૃત્તિથી તે નિજ અર્થ પ્રતિ ગતિમાન્ થાય છે; અને જે તેના વિરુદ્ધ હોય છે તેને જ તે પોતાનું સાધન કરી લે છે. જેમ અગ્નિમાં જે પદાર્થ પડે છે અને જે પદાર્થથી અલ્પ પ્રકાશ ઓલવાઈ પણ જાય-તે પદાર્થને ગ્રહી તે સબલ અગ્નિ પોતાના ઉપર ખડકાયલા પદાર્થને પોતાના ઉપયોગમાં આણી લે છે, તે પદાર્થનું ભક્ષણ કરે છે, અને તે જ (વિરુદ્ધ પદાર્થના જ) સાધનથી એ સબલ અગ્નિ વધી ઉદય પામે છે.' તેમ મહાત્માસંબંધમાં છે. વિરુદ્ધ વિષયોને-વિપત્તિઓને-જ તે પોતાના પ્રતાપથી પોતારૂપ કરી તે જ સાધનો વતે સિદ્ધિ-ઉદય-પામે છે. એ યથાસ્થિત છે.

(ઉદયસારૂ સંકટસહન.)

ઉદયની કિંવા ઉચ્ચ પદની પ્રાપ્તિમાં અનેક શ્રમો, સંકટો,-વિપત્તિઓ-સહન કરવાં એ આવશ્યક હોય એમ પ્રતીત થાય છે.

'મૃત્તિકા[1] ઉપર પ્રથમ નીચ ઉચ્ચ સર્વ પદન્યાસ[2] કરે છે; તેના ઉપર કુદ્દાલી આદિના પ્રહાર થઈ દૂર લઈ જવાય છે અને ત્યાં તે મૃત્તિકા જલરસમાં ગુંદાય છે; પછી ચક્રપર ચઢે છે અને ઘટાદિ આકારે ઘડાય છે; પછી તે મૃત્તિકા અગ્નિસંસ્કારાદિ અનેક કષ્ટ સંતાપ સહે છે; ત્યારે તે મૃત્તિકા જ ઘટરૂપે સ્ત્રીઓના શિરઉપર ચઢવા' તથા મનુષ્યમાત્રનું જીવન જે જલ તેને ધારણ કરવા સમર્થ થાય છે. તેમ જ મનુષ્ય સંબંધમાં છે. એ ઉત્પ્રેક્ષા યથાયોગ્યા છે. મનુષ્ય પણ દોષાપનયનના[3] અને ગુણાધાનના[4] અનેક સંસ્કારો સહન કરે છે ત્યારે જ અભ્યુદયને—ઉચ્ચ પદને—પાત્ર થાય છે.

(પરોપકારરસિકતા.)

શમ, અનેક પ્રતિકૂલતાઓ અને વિવિધ વિપત્તિઓ જોઈ વિ-
રસ્યા નહિ, કિન્તુ પરોપકારાર્થે દુષ્કર મહત્ સત્કાર્યો કરી અપ્ર-
તિમકીર્તિ પામ્યા. ઉત્તમ વર્ગના મહાત્માઓની એ નીતિ રીતિ
છે. તે સર્વેએ યથાશક્તિ અનુકરણીયા[5] છે.
રામાંશી પરોપકારરસિક મહાત્મા સુજનો સંબંધમાં શ્રીકૃષ્ણ
ભગવાન્ શ્રીમદ્ભાગવતમાં સ્વસખા પ્રતિ વદે છે કેઃ—

"पश्यतैतान् महाभागान् परार्थैकान्तजीवितान् ।
वातवर्षातपहिमान् सहन्तो वारयन्ति नः ॥ ३२ ॥
अहो एषां वरं जन्म सर्व प्राण्युपजीवनम् ।
सुजनस्येव येषां वै विमुखा यान्ति नार्थिनः ॥ ३३ ॥
पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः ।
गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान्वितन्वते ॥ ३४ ॥
एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा ॥ ३५ ॥"

ભાગવત દશમસ્કન્ધ—પૂર્વાર્ધ—અધ્યાય. ૨૨.

'પરાર્થે જ એકાંતથી[6] જીવિતો છે જેઓનાં એવા આ મહાભા-
ગોને (દ્રુમોને[7] આપ) દેખો, જેઓ વાયુને, વર્ષાને, તાપને, હિમને,

૧ માટી. ૨ પગ મૂકી ચાલે છે. ૩ દોષો દૂર કરવાના. ૪ ગુણ આણી મૂકવાના. ૫ તે પ્રમાણે કરવા યોગ્ય. ૬ અવ્યભિચારથી, નિયમથી, અમુક વેલા નહિ એવું નહિ, ૭ શાખાદિથી પ્રફુલ્લિત આંબા આદિનાં મહોટાં ઝાડ.

પોતે સહતા સતા આપણા (વાયુ આદિને) નિવારે છે. (૩૨)

અહો! સર્વ પ્રાણીનું ઉપજીવન એવું એઓનું જન્મ શ્રેષ્ઠ છે. સુજનના (અર્થી) તુલ્ય નિશ્ચય જેના (દ્રુમોના) અર્થીઓ વિમુખ જતા નથી. (૩૩)

(એ દ્રુમો) પત્ર પુષ્પ ફલ છાયા મૂલ વલ્કલ (છાલ) દારુ (કાષ્ઠ-ઇંધન) એઓએ કરી, ગન્ધનિર્યાસ (રસ, ક્ષીર, ગુંદર) ભસ્મ, અસ્થિ (અન્તર્નો ગર્ભ), અંકુર, એઓએ કરી (પરની) કામનાઓ પૂર્ણ કરે છે. (૩૪)

અહિં દેહીઓનાં એટલાં જન્મનું જ સાફલ્ય છે કે જે પ્રાણો, ધન, મન, વાણી એઓએ કરી દેહીઓ વિષે સદા શ્રેય જ આચરે છે.' (૩૫)

એ પ્રકારે શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વમુખે પરોપકાર્થે સર્વસ્વાર્પણકારી દ્રુમોની સ્તુતિ કરે છે. ધન્ય છે એવા દ્રુમો! એ ઉપરથી અનેક ધ્વનિનું સૂચન થાય છે. દ્રુમ જેવા કનિષ્ઠયોનિ સ્થાવર એમ પરોપકારાર્થે વર્તે છે તો, પોતાને ઉત્તમ ગણતા મનુષ્યોએ તો, અવશ્ય અતિશયે કરી પરોપકારાર્થે વર્તવું યોગ્ય છે. મનુષ્યો તેમ ન કરે તો તે કેટલું લજ્જાસ્પદ અને અધમકારિ છે! વાસ્તવ પરોપકારીના સર્વાંશો પરહિતાર્થે ઉપયોગી થાય છે. તેઓનાં શરીર સ્વતઃ વિદ્યમાન હોય છે ત્યાંસુધી સ્વશરીરાદિના અંશોથી અને પશ્ચાત્ નામમાત્રથી પણ પરનું કલ્યાણ કરવા તેઓ સમર્થ થાય છે. તેઓના ગુણાનુવાદનું ગાન અનેક ભાવી સજ્જનોની પરંપરાને સન્માર્ગસ્થ કરી નિજના તુલ્ય પરોપકારાનુસારી કરે છે. એમ સ્વરૂપથી તથા સ્વનામથી પરોપકારીનો મહિમા એવો સર્વોત્કૃષ્ટ છે કે, શ્રીકૃષ્ણ ભગવાન્ જે સદા સ્વરૂપાવસ્થ આપ્તકામ સમર્થ સંતૃપ્ત છે-જેને તેવા ઉપકારના અર્થી થવાનો સદા અસંભવ છે,-તેવા પુરૂષોત્તમની સ્તુતિને પણ તે પાત્ર થાય છે. વારંવાર ધન્ય છે એવા દ્રુમો અને તદુપમ[1] પરોપકારી સુજનો.

એ મહાજનોનાં દૃષ્ટાન્ત આપવાનું કારણ પૂર્વે સૂચવ્યું છે તેમ એ જ છે કે, આપણી દૃષ્ટિ સમીપ ઉત્તમ ઉદાહરણ હોય તો તેનું યથાશક્તિ અનુકરણ કરવું સુલભ લાગી અધિક લાભ થાય. અક્ષર સુધારવા સારૂ સમક્ષ વર્ણદર્પણ[2] રાખી તે પ્રમાણે વર્ણ

---

૧ તેઓની (દ્રુમની) ઉપમાને યોગ્ય. ૨ લિપિધારા, અક્ષરમાલા, કાપીબુક, ખરડા, દુપસ્તા.

અથવા અક્ષર લખવા પ્રયત્ન કરવામાં આવે છે, તેમ જ ગુણ-શીલ સંબંધમાં પણ કરવાનું છે. મૂલ જેવા તો વિરલ જનો જ અક્ષર કહાડી શકે છે, પણ સારા દૃષ્ટાન્તથી યથાશક્તિ લાભ અવશ્ય થાય છે.

(દાનવીર કર્ણ.)

દાનવીર કર્ણનું પ્રખ્યાત નામ બહુજનોથી અજાણ્યું નથી. તેની પૃથા (કુન્તી) નામે માતાએ કોઈ કારણથી તેનો જન્મ થતાં જ તેને પેટીમાં સુવારી નદીમાં તરતો મૂકી દીધો. સત્યકર્માના પુત્ર અધિરથ નામના મનુષ્યના હાથમાં તે પેટી આવી. તેને ઉઘાડી જોતાં તેમાં બાલક દીઠો. તે તેણે પોતાની રાધા નામની સ્ત્રીને આપ્યો. તેણે તેને વસુષેણ એવું નામ આપી ઉછેરયો. પરન્તુ અજ્ઞાત માતાપિતાનો બાલક તેથી તે સમયની રીતિ પ્રમાણે તેને સંસ્કાર થઈ તેણે વિદ્યાભ્યાસાદિ થાય એ કઠિન હતું. કર્ણ વયમાં વધતાં તેણે જોયું કે **સ્વાશ્રય** (Self-Help) વિના પોતાની સમુન્નતિ સારૂ અન્ય ઉપાય નથી. તે ખરેખરો અનાથ–નિરાધાર–હતો તે સતે પણ તેણે સ્વાભાવિકા બુદ્ધિવતે દૃઢ નિશ્ચય કરયો કે,—ઉન્નતેચ્છા રાખી સમુન્નતિ સારૂ સ્વાશ્રય અને સ્વપ્રયત્ન દ્વારા ધૈર્યનું અવલંબન કરી સંવર્ધમાન થયાં જવું.

હસ્તિનાપુરમાં રાજપુત્રોના વિદ્યાકલાના અભ્યાસ અર્થે મહાશાલા હતી. તેના અધ્યક્ષ મહાસમર્થ દ્રોણાચાર્ય હતા. તે મહાશાલાની પ્રખ્યાતિ એવી હતી કે,–તેમાં મહારાજાધિરાજ ધૃતરાષ્ટ્રના તથા પાંડુના રાજપુત્રો વિદ્યાભ્યાસ કરતા હતા એટલું જ નહિ પણ, અનેક દેશ દેશાન્તરથી વિદ્યાર્થીઓ તહિં વિદ્યાભ્યાસ કરવા આવતા હતા. હાલ રાજકોટ, અજમેર આદિ સ્થલોએ રાજકુમારપાઠશાલાઓ છે, તેથી ઉત્તમ પ્રકારની પૂર્વે રાજપુત્રો સારૂ મહાશાલાઓ હતી. તેમાં તે વેલા તે હસ્તિનાપુરસ્થ મહાશાલા મુખ્યા હતી. તેમાં કર્ણની પાલક માતા રાધાનો રાધેય નામે પુત્ર પણ અભ્યાસ કરવા જતો. તેની સાથે કર્ણ પણ જાય. ત્યાં કર્ણે એવા ઉદ્યોગથી અને પ્રયત્નથી અભ્યાસ આદર્યો કે મહારાજાધિરાજના વંશના દુર્યોધનાદિ તથા અર્જુનાદિના સમાન વિદ્યાભ્યાસમાં ગણાવા લાગ્યો.

ધનુર્વિદ્યાની કોઈ કોઈ અસાધારણ કૃતિમાં તો અગ્રણી અર્જુન કરતાં પણ કર્ણ અધિક દેખાય. તેથી અર્જુન ઉપરિ ઈર્ષ્યા કરનાર દુર્યોધનનો તેના ઉપર ભાવ થવા માડયો. અન્તે પરસ્પરમાં મમતા વધી સ્નેહ થયો.

" विद्या राजसु पूजिता नहि धनं "

('રાજાઓમાં પૂજિતા વિદ્યા છે ધન નહિ.')

કર્ણમાં વિદ્યાભ્યાસથી એવી શક્તિ વધી કે તેનાં સાહસ તથા પરાક્રમે તેને રાજ્યાધિકાર આણી આપ્યા. તે ગુણરાગી સુયોધને કિંવા દુર્યોધને તેને અંગદેશનો અધિપતિ કર્યો.

માતાપિતા વિનાનો એક નિરાધાર કર્ણ તેણે **સ્વાશ્રયથી** એવું મહત્ પદ મેળવ્યું તોપણ તેની સુવર્ધમાનવૃત્તિ વિરમી નહિ. વિદ્યાનું વ્યસન તો તેને એવું હતું કે અવધિ. તે સમયે વિદ્યાઓમાં પરશુરામ સર્વોત્કૃષ્ટ ગણાતા હતા. સર્વ સુખ છોડી કર્ણ, એક સામાન્ય વિદ્યાર્થીરૂપે, પરશુરામપાસે સ્વવિદ્યા વધારવા ગયા. તહિં પૂર્ણગુરુભક્તિથી સેવા કરી પરિપૂર્ણવિદ્યાનું સંપાદન કર્યું. મધ્યે અનેક સંકટો અને વિક્ષેપો નડતા, પણ તેથી નિરાશ ન થઈ, વિરામ પામ્યા વિના સદા વર્ધમાન રહ્યા. અન્તે દુર્યોધન જેવા ચક્રવર્તીમહારાજના રાજ્યના એક વિશ્વાસુ સ્તંભ થઈ રહ્યા, અને મહાભારતના યુદ્ધમાં મહારથી ભીષ્મ, દ્રોણ સમાન મહારથીનું સ્પૃહણીય પદ પામી બહુ પરાક્રમો કરી તેણે અક્ષયકીર્તિ સંપાદિતા કરી છે. અદ્યાપિ પર્યન્ત પણ તેનું નામ બહુ સુખમાંથી સારા પ્રસંગે સાંભળવામાં આવે છે. તે કર્ણ, જેવા શક્તિ સંપાદન કરવામાં શૂર હતા, તેવા જ તે પાત્ર દેખે ત્યાં સર્વસ્વ અર્પણ કરવામાં પણ શૂર હતા. તે મહાદાનવીર હતા. પ્રાતઃકાલમાં લોકો એમ કહે છે કેઃ–'રાજા કર્ણની વેલા' છે, એ એજ કર્ણના નામનું સ્મરણ ગણાય છે.

કર્ણમાં અન્ય અપિ ઉત્તમ ગુણ બહુ હતા,–એકનિષ્ઠા, કૃતજ્ઞતા, સ્નેહ સારૂ સર્વસ્વઅર્પણ, વિશ્વાસ સારૂ સ્વાર્પણ, ધર્મદૃઢતા, ઈત્યાદિ. પરન્તુ વિસ્તરભયથી તે અત્ર લખાતા નથી.

વસિષ્ઠ મુનિ યોગવાસિષ્ઠમાં વદે છે કેઃ—

" उद्यमः साहसं धैर्यं बलं बुद्धिः पराक्रमः ।

षडिमे यस्य तिष्ठन्ति स सर्वं प्राप्नुयात् पुमान् " ॥

'ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બલ, બુદ્ધિ અને પરાક્રમ એ છ ગુણ જેને છે તે પુરૂષ સર્વ પામે છે.' એ યથાર્થ છે.

એક યૂરોપીય કવિ પણ કવે છે કેઃ—

"The heights by great man reached and kept,
Were not attained by sudden flight;
But they, while their companions slept,
Were toiling upwards in the night."

'જે ઉચ્ચ પદો મહાજનોએ પહોચાય છે અને રખાય છે તે ઉચ્ચ પદો અકસ્માત્ ઉડેથી સહસા પ્રાપ્ત થતાં નથી. કિન્તુ તે મહાજનો, જ્યારે તેઓના સહકારીઓ ઉંઘે છે ત્યારે, ઉચ્ચે ચઢવાના પ્રયત્નો રાત્રિમાં પણ ચાલુ રાખે છે.' અર્થાત્ સતત શ્રમે કરી જ ઉચ્ચ પદ પમાય છે, કર્ણે એજ સાધનથી ઉચ્ચ પદ પ્રાપ્ત કરચું હતું.

( ઉચ્ચ દૃષ્ટાન્તોથી લાભ. )

યૂરોપના ઇતિહાસમાંથી જણાય છે કેઃ–પ્રશંસક[1] પ્રશંસા કરતાં પ્રશંસનીય[2] જેવા થાય છે. દેશાભિમાનીઓએ સદા સ્મરણમાં રાખવાયોગ્ય મરાથાનના રણસંગ્રામમાં મિલ્ટાઈડીઝનાં અદ્ભુત પરાક્રમની પ્રશંસા થેમિસ્ટોકિલસે સાંભલી ત્યારથી તેનું મન પ્રદીપ્ત થઈ ગયું, અને તેને એવી ધૂન લાગી કે,–ક્યારે દેશસેવા કરી કૃતકૃત્ય થવાનો સમય આવે, અને હું સ્વાર્પણ કરી કૃતાર્થ થાઉં. ઈશ્વરેચ્છાથી તેવો સમય આવ્યો. આર્ટીમિસિઅમ અને સાલામિસના સંગ્રામમાં શત્રુઓને સંહારી સ્વદેશનું રક્ષણ કરી તેણે અમર નામ કર્યું, અને તે સિદ્ધાર્થ થયો છે.

ગ્રીસના મહાવક્તા ડીમોસ્થીનીઝ વિષે એમ કહેવાય છે કેઃ– એક સમયે કાલ્લિસ્ટ્રેટુસ નામે વક્તાનું ભાષણ સાંભલતાં તેનું મન એવું તો ઉશ્કેરાયું કે, તેજ વેલા તેણે આ નિશ્ચય કરચો કે–'મારે એના જેવા વક્તા થવું.' તેનામાં કોઈ પ્રકારની યોગ્યતા તે વેલા ન હતી. તેની જીહ્વામાં એવો દોષ હતો કે જેવા અસ્ખલિત ઉ-

---

૧ Admirer. ૨ The Admired. (વખાણ કરનાર વખાણ કરતાં વખાણ કરવા યોગ્ય મનુષ્ય જેવા થાય છે.)

ચ્ચારની વક્તૃત્વમાં પ્રથમ આવશ્યકતા છે, તેવા સ્પષ્ટ ઉચ્ચાર પણ તે કરી શકતો ન હતો. પરન્તુ શુદ્ધબુદ્ધિના નિશ્ચય આગલ કશું અશક્ય નથી. તેણે એકનિષ્ઠાથી ઉદ્યોગ અને પ્રયત્નો કર્યા, તેનું ફલ એ થયું કે અદ્યાપિ પર્યન્ત યૂરોપના વક્તામાં તે અગ્રગણ્ય છે.

સ્વશક્તિ તથા સ્વાશ્રયથી સમર્થ પુરુષો અસાધ્ય દેખાતાને સાધ્ય કરી સમૃદ્ધિનું અને મહત્તાનું સંપાદન કરે છે એટલું જ નહિ, કિંતુ લોકના કલ્યાણસારૂ તેનો ત્યાગ કે ઉપયોગ પણ ઉદારતાથી કરે છે:—

" आदानं हि विसर्गाय सतां वारिमुचामिव. "

रघु. स. ४. श्लो. ८६.

'મેઘોની પેઠે સજ્જનોનું લેવું એ આપવાને અર્થે જ છે.' એ યથાર્થ છે. સમર્થ જનોને નિજ શક્તિ અને પરાક્રમોમાં એવો વિશ્વાસ હોય છે કે અપેક્ષિત વસ્તુ જ્યારે જોઇયે ત્યારે મેળવવા પોતાને સમર્થ સમજે છે. ઉપરનાં આખ્યાનોમાં આ વિષયના પ્રસંગ આવેલા છે. વલી બલિરાજા નામે મહાસમર્થ મહારાજની વાર્તા જગત્પ્રસિદ્ધ છે કે,–તેણે અમિતા સમૃદ્ધિ મેળવી હતી. તે સમયની રૂઢિ પ્રમાણે તે સમ્પત્તિના સાધનથી, લોકનું કલ્યાણ કરવા તથા વિદ્યાવન્તનો સત્કાર કરવા, તેણે અનેક યજ્ઞ કર્યા અને અન્તે વામનજીને સર્વસ્વ અર્પણ કર્યું. સુજ્ઞ સમર્થ જન, સન્માર્ગે ઉપાદાન[1] કરેલાનું સત્પાત્રે દાન થાય, એ જ તેની સાર્થકી સફલતા સમજે છે.

રઘુવંશમાં કાલિદાસ કહે છે કે:—

રઘુરાજાએ દિગ્વિજય[2] કરી પ્રથમ અમિતસમૃદ્ધિ મેળવી. પછી તેને સફલા કરવા વિશ્વજિત્ નામે યજ્ઞ કર્યો. અને તેની દક્ષિણામાં સર્વસ્વ આપી દીધું. તે પછી વરતન્તુમુનિનો કૌત્સ નામે શિષ્ય, વિદ્યાસંપાદન કરી, ગુરુદક્ષિણા સારૂ યાચના કરવા, મહારાજાધિરાજ રઘુ પાસે આવ્યો. સર્વસ્વ દક્ષિણામાં સુવર્ણપાત્રો પણ આપી દીધેલાં તેથી મૃત્તિકાપાત્રમાં અર્ઘ્ય લઈ, યશવતે પ્રકાશ-

---

૧ મેલવેલું. ૨ સર્વ દિશાઓમાં વિજય, રાજા માત્રને જીતવા.

વાન્ રઘુ, વેદશાસ્ત્રાદિ વિદ્યાથી પ્રકાશવાન્ તે કૌત્સ અતિથિ સન્મુખ ગયા, અને પૂજન કરી પૂછ્યું કેઃ—'હે કુશાગ્રબુદ્ધે! જેમ સૂર્યથી લોકો ચૈતન્ય પામે છે તેમ, જે ઋષિઓમાં અગ્રણી ગુરુ પાસેથી આપે સમગ્ર જ્ઞાન મેળવ્યું છે તે, તથા પ્રજાદિ સર્વ કુશલ છે? આપના પધાર્યાથી જ તૃપ્ત થયો નથી કિન્તુ આપની આજ્ઞા હોય તે કરવાને ઉત્સુક છું!' રઘુની ઉદારતા તો સર્વસ્વ આપી દીધાથી શેષ રહેલા મૃત્તિકાના અર્ઘ્યપાત્રથી જ, અનુમાનાતી હતી, પરન્તુ તે જોઇને તે કૌત્સને તો સ્વાર્થપ્રાપ્તિની આશા દુર્બલા થઈ; અને તેણે ઉત્તર આપ્યું કેઃ–'આપ જેવા મહારાજ સતે પ્રજાનું અશુભ હોય જ કેમ! સૂર્ય તપતાં, લોકની દૃષ્ટિને અંધકાર કેમ ઢાંકી શકે. કાલ વીતી ગયા પછી અર્થિભાવથી[1] યાચવા આપની પાસે આવ્યો છું એ જ મને વિષાદ[2] છે. સત્પાત્ર પ્રતિ સંપત્તિ આપી આપ શરીરમાત્રે રહ્યા છો. સાર્વભૌમ સતે પણ દાનથી પ્રકટ થયેલું અકિંચનત્વ[3] છે એ વૃદ્ધિથી પણ શ્લાઘ્યતર[4] છે. તમને સ્વસ્તિ. ગુરુદક્ષિણા સારૂ મારે જે ધન જોઇયે છિયે તે કોઈ અન્યપાસે યાચીશ.'

એમ કહીને જતા કૌત્સને અટકાવી મહારાજે કહ્યું કે આપના વિદ્વાન્ ગુરુને શું આપવાનું છે તે કહો. કૌત્સ કહે કેઃ—

'વિદ્યાની સમાપ્તિ મારે થઈ ત્યારે મેં મહર્ષિને ગુરુદક્ષિણા સારુ વિજ્ઞપ્તિ કરી., ત્યારે તેઓએ મને કહ્યું કે,–'તારી સારી ભક્તિ એ જ ગુરુદક્ષિણા છે, તેથી જ હું સંતુષ્ટ છું.' એમ ગુરુએ વદે-સતે પણ અતિશય પ્રાર્થના કરી ગુરુદક્ષિણા સ્વીકારવા મેં કહ્યું, ત્યારે રોષથી ગુરુ બોલ્યા કે,–'જે ચતુર્દશ વિદ્યાઓ સંપાદન કરી છે, તેટલી કોટિ ધન આપ'. ઉદારતાથી સર્વસ્વ દાન કરી, પ્રભુ એ શબ્દ જ શેષ રહેલો એવા આપ છો, તેથી હું આપની પાસે યાચના કરવા ઉત્સુક નથી.' રઘુએ તે શિષ્યને પોતાના રાજમંદિરમાં વસવાની વિનતિ કરી અને પોતે સ્વપરાક્રમથી ધનસંપાદન કરવા તત્પર થયા. તેઓને પુષ્કલ ધન આવી મળ્યું. તે

---

૧ યાચકરૂપે. ૨ ખેદ. ૩ પાસે કશું નહિ એવી સ્થિતિ. ૪ વધારે વખાણવા યોગ્ય.

સર્વ કૌત્સને દેવા માડ્યું. તે સમયે દાતા રાજા, અને અર્થી તે બ્રાહ્મણ એ બે, પરસ્પરના આગ્રહથી અયોધ્યાવાસી જનના અભિનંદન[1]ના વિષય થયા.' કારણ કે તે બ્રાહ્મણ કહે છે,–'ગુરુને દેવાનું છે તેથી અધિક હું લેઉં નહિ.' રાજા કહે છે,–' આપના મનોરથથી અધિક આપું.' એમ દાતા અને પ્રતિગૃહીતા વચ્ચે રસિક વાદવિવાદ થઈ રહ્યો. ( અહુણાના નામના બ્રાહ્મણોમાં અને તે સમયના યથાર્થ બ્રાહ્મણોમાં કેટલું અન્તર, કેટલો વિરોધ ! )

"जनस्य साकेतनिवासिनस्तौ द्वावप्यभूतामभिनन्द्यसत्त्वौ।
गुरुप्रदेयाधिकनिःस्पृहोऽर्थी नृपोऽर्थिकामादधिकप्रदश्च" ॥

रघुवंश सर्ग ५ श्लोक. ३१.

એ આદિ અસંખ્ય દૃષ્ટાન્તથી જણાશે કે સુજ્ઞ અને સ્વાશ્રયી વીર પુરુષો સંપાદન કરવામાં જેવા શૂરવીર અને સમર્થ હોય છે, તેવા જ સત્પાત્રે દાન કરવામાં હોય છે. સજ્જનોની સંપત્તિ એ પરદુઃખનિવારિણી તથા સાર્વજનિકી ગણાય છે, એ યથાર્થ છે. વિક્રમ, ભોજ આદિ રાજાઓની દાનવીરતા પણ પ્રસિદ્ધ છે. એ ગુણ અમુક કોઈ દેશકાલની જ મર્યાદામાં હોય છે એમ પણ નથી.

ગ્રીસના જગદ્વિખ્યાત મહારાજ અલેક્સાન્ડર ધી ગ્રેટે એક સમયે પોતાના મિત્રો તથા સેવકોને પ્રીતિદાન તથા તુષ્ટિદાન કરવા માડ્યાં ત્યાં કોઇએ તેને પૂછ્યું કે:—'આપ આપને સારૂ શું રાખો છો?' તેનું ઉત્તર તેણે દીધું કે:—'**આશા.**' અને તે આશા તે, એ નીકળી કે, તે સમયે જાણીતા જગતનું **રાજ્ય.** રોમનગરના તેવા જ મહારાજ **સીઝર** જ્યારે ગાલદેશ જીતવા સંચર્યા ત્યારે તેણે પણ પોતાનું ધન આદિ હતું તે સ્નેહી સંબંધીઓને આપ્યું, અને પોતાનો આધાર, પોતાના સત્ત્વ કિંવા સ્વાશ્રય અને શક્તિ જે ભવિષ્યમાં સંપાદન કરી આપે તેના ઉપર જ, રાખ્યો.

મનુષ્યોના અન્તરના આચ્છાદિત ગુણને માત્ર ઘર્ષણની જ અપેક્ષા છે એમ સૂક્ષ્મ દૃષ્ટિએ અનુમાન થાય છે. કોઈ શબ્દ સાં-

---

૧ પ્રશંસન, વખાણ.

ભલેથી, કોઈ પુસ્તક વાચેથી, કોઈ વૃત્તાન્ત જાણેથી, કોઈના કેવલ દર્શનથી, કોઇની કૃતિથી, કિંવા પોતા ઉપર આવેલા પ્રસંગથી વા અનુભવથી, એવા બહુમાંથી કોઈ પણ પ્રકારના ઘર્ષણથી અન્તર્‌ગુણનું આચ્છાદન દૂર થઈ તેનો પ્રકાશ અને વૃદ્ધિ થાય છે.

અત્ર અર્પેલી મહાજનોની સંક્ષિપ્ત આખ્યાયિકાઓ[1] જેવા દેશ-વિદેશમાંના અનેક વૃત્તાન્તો, આ દેશના પુત્રોના ગુપ્ત ગુણોનું આચ્છાદન દૂર કરવાના ઉપયોગમાં આવો, અને તેઓ સર્વનું સારૂં કરવા સમર્થ થાઓ, એમ ઈશ્વરને પ્રાર્થના છે.

(શુદ્ધ અંતઃકરણવાળા જ્ઞાની પુરુષોની સ્થિતિ.)

મનુષ્યોનું માપ તેઓના બાહ્ય દેખાવ ઉપરથી કિંવા તેઓના બાહ્યના ઉપાધિ ઉપરથી થાય એ યથાવત્ નથી. વિવેકી પુરુષો, મનુષ્યનું માપ તેના અંતર્‌ના ગુણ પ્રમાણે કરે છે. સ્વભાવથી–અંતર્‌ના ગુણોથી–માપ છે એ જ વાસ્તવિક માપ છે. સર્વભક્ષક કાલ જેનું ભક્ષણ નથી કરી શકતો એવી યશોધનની કાન્તા કીર્ત્તિ તે, અંતર્‌ના શુભગુણના માપ પ્રમાણે જ ઉદ્‌ભવેછે અને વિસ્તરે છે. સમજુ મનુષ્યોએ બાહ્યના ઉપાધિ કરતાં અંતર્‌ની વિશુદ્ધિ, તથા સદ્‌ગુણોની વૃદ્ધિ, કરવા ઉપર વિશેષ લક્ષ રાખવું યોગ્ય છે. ખરા સમજણવાળા અનુભવી પુરુષો છે તેઓ એ જ ધોરણ ઉપર ચાલે છે. વળી વિશેષમાં તેઓ પોતાના સુખનો આધાર, બહિઃસ્થ વિકારી[2] અને ચંચલ પદાર્થ ઉપર રાખતા નથી. તેઓને અનુભવસિદ્ધ હોય છે કે, જે જનો બહિઃસ્થ, પરસ્વાધીન, ચંચલ, અને [3]સ્વતંત્રથી દૂર, એવા પદાર્થો અને સંભવો ઉપર પોતાના સુખનો આધાર રાખે છે, તે જનો અન્તર્‌માં નિરંતર દુઃખી હોય છે.

સામાન્ય લોક તેવા જનોના બાહ્ય ઉપાધિને દેખીને તેઓને ભાગ્યશાલી વા સુખી ગણે છે, પરંતુ પ્રાયશઃ તેઓ વિશેષ દુઃખી હોય છે. રોમ નગરનો રાજપુરુષ સેનેકા કહે છે કેઃ—

---

૧ પ્રસંગનો બોધ કરનારી કથા. ૨ બદલાતા, સુધરતા, બગડતા. ૩ પોતાનું ચાલે નહિ એવા.

"There are no greater wretches in the world than many of those whom the people take to be happy."

*Selection from Seneca. p. 46.*

સુજ્ઞ પુરુષો પોતાના અંતઃકરણને, શુદ્ધ, પરોપકારિ, ઉદાર રાખી, અથવા સંક્ષેપમાં સતકર્મમાં, તથા અચલ આનંદઘન પરમેશ્વરમાં રમમાણ રાખી, તેવા શુદ્ધ અન્તઃકરણ ઉપર પોતાના સુખનો આધાર રાખે છે. તેવાં સંસ્કારિ અન્તઃકરણ, તેના ધારણ કરનારને દુઃખથી રક્ષી અને નિજાનંદમાં મગ્ન કરી, સુખી રાખે છે.

જગતરૂપ એક ચક્કીનાં (ઘંટીનાં) ઉદય અને અસ્ત એ બે પડ છે. અને તેમાં જ્ઞાન એ મધ્યસ્થ ખીલડો છે. એ જગત્ ચક્કીમાં પ્રાણિમાત્ર દાણાની પેઠે દળાય છે. તેમાં જે પુરુષો સ્વધર્મમાં સ્થિત થઈ જગત્ચક્કીના પરિવર્તનમાં[1] કીલકરૂપ[2] જે જ્ઞાન તે સાથે સજડ વલગી રહે છે તે જ વંચે છે. ત્યાંથી છૂટા પડેલા સર્વે દલાઈ જાય છે.

સ્વહિતેચ્છકે પુરુષાર્થપ્રદ જ્ઞાનનો વ્યાસંગ અવશ્ય રાખવો. તેથી સ્વધર્મ સમજાઈ તેમાં અચલ થવાય છે. જે મહાજનો ધર્મજ્ઞાનમાં દૃઢ હોય છે, તેઓની સુખિતા શાન્તા સ્થિતિ નિઃસંશય સ્પૃહણીયા છે. નાનાપ્રકારનાં સુખદુઃખો તેઓને સર્વ પાસથી વીંટી લેતાં જણાય છે, પરંતુ તે સુખદુઃખો બહિર્ ભ્રમે છે. તે બાહ્ય સુખદુઃખો જગત્ દેખે છે, અને તેથી જગત્ તેઓના વિષે અનેક સંકલ્પ વિકલ્પ કરે છે, અને વિવિધપ્રકારના તેઓના વિષે વિચાર કરે છે. પરંતુ તે સમયે તે ધર્મદૃઢ જ્ઞાનીનાં અન્તઃકરણ સદ્ગુણની છાયા નીચે પરમાત્મામાં રમી રહેલાં હોય છે. બાહ્ય ઉપાધિ તથા તજ્જન્ય કલેશ તેઓના અન્તઃકરણને ભેદી ત્યાં સ્થિર રહી શકતા નથી.

આપણા આર્યશાસ્ત્રમાં તો પ્રત્યેક ઉપદેશકો વારંવાર અનુપદ[3] ઉપદેશ કરતા આવ્યા છે કે:—

" योन्तःशीतलया बुद्ध्या रागद्वेषविमुक्तया ।
साक्षिवत्पश्यतीदं हि जीवितं तस्य शोभते " ॥

---

૧ ફરવું. ૨ ખીલો. ૩ દરેક પદે. ડગલે ડગલે..

'જે, રાગદ્વેષથી રહિતા એવી અન્તર્ શીતલબુદ્ધિ વતે, સાક્ષિવત્ રહી, આ જગત્‌ને દેખે છે, તેનું જ જીવિત શોભે છે.'

"Serene he stands, above
All fears; above the inexorable fate,
And that insatiate gulf that roars below."

VIRGIL.

'સર્વ ભયોના ઉપર, નિષ્ઠુર–નિર્દય દૈવના ઉપર, તથા નીચે ગર્જતા અતૃપ્ત અખાતના ઉપર તે (જ્ઞાની) શાન્ત થઈ સ્થિત રહે છે.'

અર્થાત્ આ જગત્‌માં દૈવ નામ અવશ્યંભવિતવ્ય તે તેઓનો અસ્ત કરો કિંવા ઉદય કરો, પણ, તે મહાશયો તેના કોઇ રંગથી વિકૃત થતા નથી. તે સ્વધર્મનું કવચ ધારી, અદૃષ્ટદેવીના પ્રહારથી અભેદ્ય અને નિશ્ચિત રહે છે. જગત્ સમજે છે તે રીતિનું બાહ્યનું સુખદુઃખ મનુષ્યને અધીન નથી; પરંતુ તે સમયમાં પોતાના અન્તઃકરણમાં શાન્તિ રાખવી એ મનુષ્યતંત્ર અને શક્ય છે. જે વિરલજનના હસ્તમાં એ કલા આવી છે તે ખરો સુખી અને ખરો મહાન્ પુરુષ છે એમાં સંશય નથી.

એ વિચારમાં સર્વ દેશના પંડિતોની સંમતિ મળી આવે છે. એવી મહાદશા કેવી ઉત્તમોત્તમા છે, તેવિષે, તે દશાના અંશ જેનામાં દીઠા એવા એક પુરુષને સુખી ગણી, એક પ્રસંગે કવીશ્વર શેક્સપીયર કવે છે કે—

"For thou hast been
As one, in suffering all, that suffers nothing;
A man that fortune's buffets and rewards
Hath ta'en with equal thanks; and blessed are those
Whose blood and judgment are so well commingled,
That they are not a pipe for Fortune's finger
To sound what stop she pleases."

SHAKSPEARE'S HAMLET.

'(મારા આત્માને તું જ પ્રિય છું કારણ) તું તે પુરુષના જેવો છું, કે જે પુરુષ સર્વ સહન કરતો દેખાતો સતો, કશું સહન કરતો નથી; જે પુરુષ, ભાગ્યના ઝપાટાને અને ફ્લોને, સમાન

ધન્યવાદે ઝીલે છે અને લે છે; ધન્ય છે તે કે જેના વિકાર અને વિચાર, (શરીરના સ્થૂલ સૂક્ષ્મ ઉભય ભાગ) એવા સારી રીતિએ મળેલા છે કે, તે ભાગ્યદેવીની અંગુલિને (રમવા સારૂ) એક મુરલી થઈ તેની વૃત્તિ પ્રમાણે વાગે, એવા નથી.'

આપણા મંડલનું કેન્દ્ર સૂર્ય, તેની સ્થિતિતુલ્યા એવા જનની સ્થિતિ છે. તેનું મર્મ અને તેનું હાર્દ[1] કોઈ વિરલ અન્તરૂવિત્ તત્ત્વજ્ઞ જ જાણી શકે છે. આ અખિલ જગત્, સૂર્યનો ઉદય થયો અને સૂર્યનો અસ્ત થયો, એવું સમજે છે, અને બોલે તો છે જ. આ પૃથ્વી ઉપરની સર્વ ભાષાઓમાં સૂર્યનો ઉદય અને સૂર્યનો અસ્ત એ વાચક શબ્દો છે; પરંતુ ખગોલવેત્તા સમજે છે કે સૂર્યનો ઉદય અસ્ત વાસ્તવિક[2] થતો જ નથી. સૂર્યનો ઉદય અસ્ત વાણીમાં કહેવા માત્ર છે. આપણે ઉદય અસ્ત કહિયે છિયે તે જ સમયે પ્રમાણમાં સૂર્ય ધ્રુવની પેઠે અચલ છે. એવી જ મહાપુરુષોની સ્થિતિ છે. તેઓનો ઉદય અને તેઓનો અસ્ત જગત્‌ને ભાસે છે પરંતુ તેઓની બુદ્ધિમાં જ્ઞાનના પ્રકાશનો સહજ સિદ્ધ ઉદય નિરન્તર હોય છે. તેઓએ આ જગત્‌ના અનિવાર્ય નિયમોનું અધ્યયન[3] કરી તેના ભેદ જાણી લીધેલા હોય છે. આ જગત્‌ના અસ્તોદયનું મૂલ્ય તેઓએ યથાર્થ કરેલું હોય છે. તેઓ આ જગત્‌ના સુખદુઃખને અધિક ન્યૂન અંકતા નથી. સંપત્તિની અથવા વિપત્તિની છાયાનો સ્પર્શ મહાજનોને થતાં જ, તે કેટલો અસ્થિર છે, તે તેઓ સારી પેઠે સમજે છે. તેઓનો દૃઢનિશ્ચય હોય છે કે, આ જગત્‌માં સર્વ વિનાશી છે. જેને આદિ છે તેને અન્ત પણ હોય જ અને છે. "નામ તેનો નાશ" એ વાક્યનો યથાસ્થિત અર્થ તેઓ જાણે છે. મહાજનો આ અસ્થિર અને શશ્વત્ નશ્વર વિશ્વના પદાર્થોઉપર પોતાના સુખઃદુખનો આધાર મૂલથી જ રાખતા નથી. તેઓ અનાદિ અને અનંત પરમાત્માના જ્ઞાનથી આવિર્ભૂત નિત્ય સચ્ચિદાનંદઘનમાં તલ્લીન હોય છે. આ જગત્ સાથે તેઓને કેટલો સ્વલ્પ[4] સંબંધ છે તે વેદાન્તસમ

---

૧ અન્તરૂનો-માંહેનોભેદ. ૨ ખરેખરો. ૩ અભ્યાસ. Study.
૪ બહુ થોડો.

જ્ઞાને તેઓને હસ્તામલક[1] કરાવી દીધું હોય છે. સૂર્ય, આ જગતૂના જે ભાગ તેના સંમુખ હોય છે તેના ઉપર પોતાનો પ્રકાશ નાખે છે. તેમ મહાત્માઓ પણ આ જગતૂના જે ભાગના સંબંધમાં આવે છે તે ભાગનું શક્ત્યનુસાર કલ્યાણ કરે છે. પરંતુ લોકો જેને અસ્ત અને ઉદય કહે છે તે દશા, સૂર્યની તેમ મહાપુરુષોની, હતી નથી. તેઓ સદા તે વિકારથી રહિત વિરાજે છે. તેવા મહાપુરુષોની દશાવિષે આત્માનુભવથી[2] મહાજ્ઞાની શ્રીમતૂશંકરભગવાન્ વદે છે કે:—

**" तमसा ग्रस्तवद्भानादग्रस्तोऽपि रविर्जनैः ।**
**ग्रस्त इत्युच्यते भ्रांत्या ह्यज्ञात्वा वस्तुलक्षणं " ॥**

विवेकचूडामणि. ५५०

અનુવાદઃ—અંધકાર સૂર્ય સમીપ જ જઈ શકતો નથી કિન્તુ આપણા અને સૂર્યના મધ્યે (વચ્ચે) અન્ધકાર આવ્યાથી, અથવા આપણે સૂર્યથી વિમુખ થયાથી, અન્ધકારે સૂર્યને ગ્રસ્ત કર્યા જેવું ભાન થાય છે; તેથી સૂર્ય અગ્રસ્ત સતે પણ, ભ્રાન્તિએ કરી વસ્તુનું લક્ષણ ન જાણી, તે સૂર્ય અન્ધકારે ગ્રસ્ત છે એમ લોક કહે છે. પરન્તુ મૂલવસ્તુ જે સૂર્ય તેના કિરણને પણ અન્ધકાર સ્પર્શી શકતો નથી તો સૂર્યને સ્પર્શવાનો તો સંભવ જ શાનો હોય! એ જ રીતિએ જ્ઞાનનો સૂર્ય જેની વૃત્તિમાં પ્રકાશે છે, એવા વિશુદ્ધ સદ્ગુણી પુરુષોને અસ્ત કોઈ રીતિએ અન્તર્માં બાધ કરી શકતો નથી. એવા મહાજનોનો અસ્તોદય કેવલ પરદૃષ્ટિસમર્પિત[3] હોય છે. એવા મહાત્માઓ [4]સ્થિતપ્રજ્ઞ નામથી આપણા દેશમાં ઓલખાય છે.

---

૧ હાથમાંના આમલાના ફલ જેવું ચોખું દેખાય એવું. ૨ પોતાના અનુભવથી. ૩ પારકાની નજરે દેખાય પણ પોતામાં કંઈ નહિ. પારકી નજરે આપી દીધેલો. ૪ શુભાશુભ પામીને જેઓ હર્ષવિષાદ વા રાગદ્વેષ કરતા નથી અને મનોગત સર્વકામોને ત્યજી આત્માવતે (પોતાની મેલે) (પરમ) આત્મામાં જ પરમાર્થદર્શનના અમૃત લાભે કરી તુષ્ટ છે તેવા પુરુષો. જેઓની વિવેકજા પ્રજ્ઞા-ભૂત વર્તમાન ભવિષ્યત્ ત્રૈકાલિક વિષય સંબંધિની શક્તિ-બુદ્ધિ-પ્રતિષ્ઠિતા છે તે.

સર્વ દેશના અને સર્વ કાલના યથાર્થદર્શીનું વદવું પૂર્વોક્ત અનુસાર છે. પરંતુ તેવું યથાસ્થિત દર્શન વિરલને જ થાય છે. સ્વશક્તિ અનુસાર તે સંબંધમાં અનેક ક્રમના વિચારો છે. રોમનો સેનેકા કથે છે કેઃ—

"The great blessings of mankind are within us, and within our reach; but we shut our eyes, and, like people in the dark, we fall foul of the very thing we search for without finding it." *Selection from Seneca. p.* 3.

"Wisdom allows nothing to be good that will not be so for ever; no man to be happy, but he that needs no other happiness than what he has within himself." *Ibid p.* 8.

"The greatest felicity of all is not to stand in need of any." *Seneca. p.* 46.

'મનુષ્ય જાતિનાં મહાસુખો આપણા અન્તર્ છે, અને તે આપણને લક્ષ્ય છે; પણ આપણે આપણાં ચક્ષુઓ મીચિયે છિયે અને અંધકારમાં સ્થિત લોકોની પેઠે, જે પદાર્થનું અન્વેષણ કરિયે છિયે, તેને પામ્યા વિના તેનું જ આક્રમણ કરિયે છિયે.'

'જે પદાર્થ સદા સારો નથી રહેતો તેને વિવેકબુદ્ધિ સારો છે એમ માન્ય નથી કરતી; અને જે પુરુષને આંતર સુખ વિના અન્ય સુખની અપેક્ષા નથી તેવા પુરુષ વિના અન્ય પુરુષને તે સુખી ગણતી નથી.'

'સર્વમાં મહત્તમ સુખ તે જ છે કે કોઈપણ સુખની આકાંક્ષા નહિ.' અર્થાત્ સ્વતંત્ર આત્મસુખમાં જ પરમ સુખનો અવધિ છે.

જર્મન વિદ્વાન્ શોપેનહાઉએર વદે છે કેઃ—

"The happiness we receive from ourselves is greater than that which we obtain from our surroundings."

The Wisdom of Life. By Schopenhauer. *p.* 4.

"Our happiness depends in a great degree upon what we *are*, upon our individuality." *Ibid p.* 8.

"For what a man is in himself, what accompanies him when he is alone, what no one can give or take away, is

obviously more essential to him than any thing he *has* in the way of possessions, or even what he may be in the eyes of the world."
*Ibid p.* 9.

'આપણા પોતાનામાંથી જ જે સુખ આપણને મળે છે તે, જે આપણા પરિવેષ્ટક પદાર્થોમાંથી મળે છે તેનાથી મહત્તર છે.'

'આપણું સુખ બહુ અંશે આપણે જેવા છિયે તેના ઉપર, આપણી વ્યક્તિના ઉપર, આધાર રાખે છે.'

'પુરુષને પોતાના સ્વાધીનમાં જે કંઈ પદાર્થ હોય, અથવા જગત્‌ની દૃષ્ટિમાં તે ગણાતો હોય, તે કરતાં, જે તેના પોતાના અન્તર્‌માં છે, જે તે એકલો હોય ત્યારે તેને સહચર છે, જે કોઈ પણ આપી શકે કે લઈ શકે તેવું નથી, તે, સ્પષ્ટ રીતિએ, તે પુરુષને અધિક આવશ્યક છે.'

શેકસપીયર આતુરતાથી રાજકુમાર હાસ્લેટ પાસે યાચાવે છે કે:–

"Give me that man
That is not passion's slave, and I will wear him
In my heart's core, ay, in my heart of heart."
SHAKSPEARE'S HAMLET.

ભાષાન્તર:—'મને તે મનુષ્ય આપો કે જે મનુષ્ય (આ જગત્‌ના સુખદુ:ખના સ્વાધીનમાં આવી તેના) વિકારનો દાસ થતો નથી, તેને હું મારા હૃદયના અન્તર્ભાગમાં, અરે, મારા હૃદયના પણ હૃદયમાં ધારણ કરી રાખીશ.'

શેકસ્પીયરના રાજકુમારને તો મન પ્રકાશ્યમાન રાખવા એવો સંપૂર્ણ પુરુષ મળ્યો હશે કે નહિ મળ્યો હોય, પરંતુ આપણને તો સદ્‌ગુણમૂર્તિ શ્રીરામચંદ્રઆદિમાં એવા મૂર્તિમાન્ પુરુષ મલે છે; એવું રામચરિત્ર આદિ જાણનાર બોલી ઉઠશે.

प्रारब्धकर्मपरिकल्पितवासनाभिः
संसारिवच्चरति भुक्तिषु मुक्तदेहः।
सिद्धः स्वयं वसति साक्षिवदत्र तूष्णीं
चक्रस्य मूलमिव कल्पविकल्पशून्यः॥

विवेकचूडामणि. ५५२

'(યદ્યપિ જીવન્)મુક્ત(મહાત્મા)નો દેહ પ્રારબ્ધ કર્મે કલ્પેલી વાસનાઓએ કરી, (સામાન્ય) સંસારી સમાન, ભુક્તિઓમાં (સંસારના ભોગોમાં) વિચરે છે. (તથાપિ) અત્ર (દેહમાં વા જગત્માં) તે સંકલ્પવિકલ્પરહિત, સિદ્ધ (જીવન્મુક્ત), ચક્રના મૂલસમાન સાક્ષિવત્ પોતે તૂષ્ણીં (અવસ્થામાં) વસે છે.' અર્થાત્ જેમ ચક્ર ભ્રમણ કર્યાં કરે છે પરંતુ તેનું મૂલ જે ધરી તે સદા નિશ્ચલ રહે છે, તેમ મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થયે આત્મા અનાત્માના વિવેકેકરીને મુક્ત જે પુરુષ, તેનું શરીર પ્રાપ્તકર્તવ્યો સારી રીતિએ કર્યાં જાય છે, અને તે પોતે સદા સ્વસ્થ વર્તે છે.

ઉપરનું વર્ણન મહાપુરુષોની પરિપૂર્ણસ્થિતિનું છે. તે અત્ર ધરવાનું કારણ આ જ છે કે, ઉત્તમપ્રતિમાના પૂજક તથા યથાશક્તિ અનુસારી[1] થતાં કંઈક પણ સારાં થવાય. એ ઉત્તમોત્તમ દશાએ પહોચવું આપણ સર્વને અલભ્ય નહિ તો દુર્લભ તો છે જ. એ મહાદ્દશાએ પહોચતા પૂર્વે આ જગત્ના કોટ્યવધિ[2] આકર્ષક બાહ્યપદાર્થોનું અને અન્તર્ના અનેક અભિલાષોનું મૂલ્ય આપવું પડે છે. સંક્ષેપમાં એ સાટું કરનારે સર્વસ્વ પરમેશ્વરને સમર્પણ કરી પરહિતાર્થે જીવન સફલ કરવાનું છે. કેટલાક વર્તન વિષે ઉપદેશ કરવો સરલ છે, પરંતુ તેવું વર્તન કરવું કઠિન છે, તે પ્રકારમાં એ આવે છે. તોપણ તે અસાધ્ય વા અશક્ય નથી.

મહાપુરુષોની વૃત્તિ અથવા સ્થિતિ અનુપમા તથા વિલક્ષણા હોય છે. સ્વસંબંધમાં નિર્વિકાર તથા દૃઢ સતે લોકસંબંધમાં તેઓનાં હૃદય કોમલ નવનીત[3] જેવાં હોય છે. સર્વ ભૂતોના હિતમાં રત એવા તેઓમાં અનુકંપા અને દયા એવી હોય છે કે, તેઓ પરના દુ:ખને પોતાના દુ:ખ કરતાં અધિક ગણે છે, અને તે પરદુ:ખનું નિવારણ કરવું એમાં પોતાનો ધર્મ માને છે. નીચ અને ઉચ્ચ મનુષ્યમાં અન્તર આ જ છે કે, નીચ મનુષ્યો પરની ચિન્તા રાખતાં નથી અને કેવલ સ્વાર્થે જ તાક્યાં કરે છે; અને સ્વસુખમાં નિરપેક્ષ ઉચ્ચ મનુષ્યો સ્વની ચિન્તા રાખતા નથી અને પરોપકારાર્થે સર્વસ્વ અર્પણ કરે છે. નીચ માણસ સ્વાર્થે-

---

૧ દેખે કે સાંભળે તે પ્રમાણે ચાલનાર. ૨ કરોડો. ૩ માખણ.

વેલા કોમલ અને પરાર્થેવેલા કઠિન થાય છે. ઉચ્ચ મનુષ્ય સ્વાર્થેવેલા કઠિન અને પરાર્થેવેલા કોમલ હોય છે. એ આદિ નીચ ઉચ્ચનાં લક્ષણુ છે.

(અસ્તોદયમાં સ્થિત અપૂર્વ ગુણો.)

અસ્ત તથા ઉદય, આ દ્વિવિધ ગતિમતી ભ્રમન્તી પૃથ્વીઉપરના વાસી સર્વ જનોને, હોય અને છે, કારણુ કે એ પ્રકૃતિસિદ્ધ છે. પ્રકૃતિનો અન્યથાભાવ થઈ શકતો જ નથી. સર્વ પ્રાણીને પોતાના પૃથ્વીરૂપ પરિવર્તમાન[1] આધારનું ભ્રમણુ તો જ્ઞાત અજ્ઞાત છે જ, પણુ તે સાથે વલી પોતાના સતત વિકારિ શરીરનું અને અતિવિકારિ અસાધ્ય બલવત્તર મનનું પરિભ્રમણુ[2] છે એ તો વિશેષમાં. એમ એક દૃષ્ટિએ બહુ પ્રકારે વિષાદજનિકા દશામાં સર્વ જનો છે. પરંતુ જે સર્વસાધારણુ છે, અને [3]અપ્રતિકાર્ય છે તેના શોકસાગરમાં નિમગ્ન થવું એ અનાર્યનું લક્ષણુ છે. આર્ય જનોએ તો, તેમાંથી ઉદ્ધરણુ કેમ થાય તેના ઉપાય શોધી, તે શોકસાગરના ગુણુદોષ જાણી, તે ઉપર તરણુના સાધન તથા ઉપાય સંપાદન કરી, પુરુષકાર[4] વતે પુરૂષાર્થ પ્રાપ્ત કરવા તત્પર થવું ઉચિત છે.

આ ત્રિગુણાત્મક ઈશ્વર સૃષ્ટિમાંથી અનુકૂલતા પ્રતિકૂલતા માની સુખ દુઃખ નિઃસારવાં, તે, જીવના–પ્રત્યેક વ્યક્તિના–જ્ઞાન અજ્ઞાન ઉપર આધાર રાખે છે. ઈશ્વરસૃષ્ટિનો એવો સ્વભાવ પ્રતીત થાય છે કે, તેમાં જીવ, જેવી ભાવના કરે તેવું ફલ તેમાંથી મલે. જીવ જેવું વાવે છે તેવું લણે છે. આ સૃષ્ટિના સર્વ પદાર્થ મિશ્રગુણુદોષયુક્ત–છે, તેમાંથી જ્ઞાનીઓ દોષ દૂર કરી ગુણુ ગ્રહણુ કરે છે.

અસ્તોદયમાં ગુણુદોષ ઉભયનું મિશ્રણુ છે; અને તેઓ ઉપકારક પણુ છે. તેઓને સાધનરૂપ કરી સાધ્ય અર્થ સાધવો એ આપણું કર્તવ્ય છે. અસ્તોદય બહુ વૃદ્ધિકારક તથા પુષ્ટિકારક છે. પરંતુ તેમાં પ્રત્યેક વ્યક્તિ, શુભાશુભ સ્વધર્મકર્મરૂપ બીજો નાંખે છે, તે બીજો અનુસાર બહુગુણિત ફલો તેમાંથી ફલે છે. ભૂમિમાં

---

૧ સદા ફરતો. Revolving. ૨ ચારેપાસ ભમતું. ૩ અનિવાર્ય, જેનો અભાવ–અટકાવ–ઉપાય–થઈ શકે નહિ એવું. ૪ પુરુષપ્રયત્ન, ઉદ્યોગ.

જે જાતિનું બીજ, કૃષિકાર–ક્ષેત્રી–પોતે લઈ જઈ વાવે છે, તે જાતિનાં અગણિત ફલો તે વાવનારને તે ભૂમિ આપે છે. પરન્તુ પ્રથમ ક્ષેત્રીએ પોતે સ્વબીજ લઇ જઇને રોપવાની સંપૂર્ણ અપેક્ષા છે. જેવું ઉચ્ચ નીચ પ્રકારનું બીજ તે રોપે છે તેવું ઉગી, તેમાંથી બહુગુણિત ફલો મલે છે. ભૂમિ તો માત્ર તે બીજને વ્યક્ત કરી પુષ્ટિવૃદ્ધિ આપે છે. ફલો તે બીજને અનુરૂપ થાય છે. વાવવાનું મૂલબીજ જેની પાસે નથી તેને ફલ પણ કંઈ મલતું નથી. એ જ પ્રકારે અસ્તોદયસંબંધમાં ઉત્તમ મધ્યમ કનિષ્ઠ શુભાશુભ સ્વકર્મરૂપ બીજ પ્રત્યેક વ્યક્તિએ સ્વશક્તિ અનુસાર લઇને રોપવાની અપેક્ષા છે. સર્વ આધાર, પ્રત્યેક બીજરોપક વ્યક્તિના વિવેક, જ્ઞાન, સ્વાશ્રય, અને સ્વકર્મ ઉપર છે. બીજવાપક જેવાં બીજ વાવે તેવાં ફલો લણે એ નિઃસંદેહ છે.

અસ્તોદય એ વૃદ્ધિનું મુખ્ય સાધન છે. વૃદ્ધિના ઇચ્છક સર્વ જને એ સાધનનો સદુપયોગ કરી સિદ્ધિ પામવા પ્રયત્ન કરવો એ યુક્ત છે. પ્રત્યેકે પોતાના હસ્તગત બીજરૂપ જે કંઇ સ્વલ્પ સ્વવિત્ત હોય,–જેમ કે અસંખ્ય પ્રકારની વિદ્યાઓમાંની કોઈ એકાં વિદ્યાના અંશ, શરીરશક્તિના અંશ, કલાકૌશલ્યના અંશ, ઉદ્યોગ આગ્રહ ઉત્સાહ, સાહસ સહિષ્ણુતા સેવા, ધૈર્ય પરાક્રમ બુદ્ધિ, આદિના અંશ; અર્થાત્ મનના બલના, તનુના બલના, ધનના બલના, વા સેવાના બલના, જે જે અંશો હોય તે લઈ, અસ્તોદયનાં ચક્રને સાધન કરી, તે વાહન ઉપર સ્થિત થવા યત્ન આરંભવો જોઇયે. [1]દ્વિચક્રિ, ત્રિચક્રિ કિંવા ચતુષ્ચક્રિ વાહનના ચક્રનું પ્રતિએક પરિવર્તન, તે ચક્રિઉપર જે સ્થાયી હોય છે તેને ગતિમાન્ કરે છે, એ સામાન્ય નિયમ છે. જે જનો પોતામાં જે ગુણ–સત્ત્વ–હોય તે રૂપ રથ–વાહન–નો આશ્રય કરી અસ્તોદયનાં ચક્રોનો ઉપયોગ કરે છે, તે ગતિમાન્–વર્ધમાન–થાય છે જ. તે ચક્રોના ભાગો ઉંચે નીચે જાય છે પરંતુ તે ઉપર વસતો ભાગ તો ગતિમાન્ જ થાય છે. જે જનો યથાર્થ પુરુષાર્થ લક્ષમાં રાખી સ્વાશ્રયી થઈ પુરુષાર્થ સાધવા સન્માર્ગે પ્રવર્તે છે, તે અન્તે ઈષ્ટસિદ્ધિને

---

૧ Bicycle. Tricycle. બે પયડાં, ત્રણ પયડાં, ચાર પયડાંની ગાડી.

પામે છે. જેઓ એથી વિપરીત દશામાં વહે છે તેઓ અનિષ્ટને પામી દુઃખી થાય છે. જેની પાસે કોઈપણ ગુણના અંશો નથી હોતા તે તો એ અસ્તોદયના ચક્ર આગલ આવી ચઢતાં જ તેના દૂરપાતુકવેગથી[1] દૂર ઉથલી પડે છે અને ત્યાં મૂઢદશામાં જીવિત પૂરૂં કરે છે.

એ પ્રકારે અસ્તોદય બહુ ગુણિતકર, વર્ધમાનકર, ગુણવાનને ઉપકારક, ગુણરહિતને મોહકારક, સત્પથગામીને પુરુષાર્થપ્રદ છે. અસ્તોદયના રથ ઉપર વિરાજ્યા પછી સત્ત્વાશ્રયી મનુષ્ય ઉત્તરોત્તર બહુ સમર્થ તથા વર્ધમાન થતા જાય છે. તેઓનાં સ્થૂલ-સૂક્ષ્મશરીરની શક્તિ એવી વધે છે કે સીમા.

અસ્તોદયની ચક્રીઉપર આરૂઢ વિવેકી ધીરવીર મનુષ્યની દૃષ્ટિ-મર્યાદા વધે છે; તેઓ સ્રષ્ટ પદાર્થના સ્વભાવ સમજતા થાય છે; તેઓ અસ્તમાં [2]ઉત્તમદશાની આશા રાખતાં અને ઉદયમાં કષ્ટતમદશા સારૂ સજ્જ રહેતાં શીખે છે; તેઓ [3]સાધુ જીવન અને ઉન્નત મન કેમ રાખવું એ જાણે છે. મહાત્માઓનાં વચનામૃતને તેઓ અનુભવે છે કે;-અનુપમ સત્સંગ સર્વપુરુષાર્થ-સાધક છે; સર્વાર્થમાં જ સ્વાર્થ અન્તર્ગત છે, તેથી, સત્શાસ્ત્ર-દ્વારા પરમાર્થવૃત્તિ ન થઈ હોય તો સ્વાર્થદૃષ્ટિથી પણ, લોકોપકારી થવું એ કલ્યાણકારી છે; શુદ્ધવૃત્તિમાન્ સત્પુરુષો, જ્યાં અન્ય દૃષ્ટિએ સ્વાર્થસંપાદન કરતા પ્રતીત થાય છે ત્યાં પણ, તેઓનો આન્તર હેતુ પરાર્થ સારૂ સમર્થ થવાનો જ હોય છે; બહુમત[4] પુરુષોનો સ્વભાવ જ હોય છે કે અનુદ્ધત રહી સમૃદ્ધિ વતે પરોપકાર કરવો; [5]સ્વલ્પ સાધને કરી મહત્ફલ મેલવવામાં મહિમા છે; [6]બાહ્ય ઉપાધિ–વિભૂતિ–ઉપકરણ–અનુસાર નહિ, કિંતુ સ્વસત્ત્વ–સ્વગુણ–સ્વભાવ–અનુસાર મહત્તાની તથા

---

૧ Centrifugal. વેગલે ઉશેટી દેનાર. ૨ Hoping for the best and providing for the worst. ૩ Plain Living and High Thinking. ૪ મહોટા મનાયલા. ૫ To effect highest end by the fewest means. ૬ Man is good or bad, great or small, rich or poor, according to what he *is* and not according to what he *has*.

સજ્જનતાની ગણના થાય છે; આરોપિત ગુણદોષ તેના આશ્રયના દૂષક થઈ શકતા નથી; સન્માર્ગને અનુસરતાં સ્વલ્પ છે તે પણ બહુ તુલ્ય છે; [1]વ્યવસાયી ધીરને અહિં કંઈ અશક્ય નથી એટલું જ નહિ કિંતુ કંઈ અસાધ્ય વા અપ્રાપ્ય પણ નથી; વ્યસનમાં (વિપત્તિમાં–દુઃખમાં) જે મોહ પામતો નથી તે કલ્યાણને પામે છે; ક્ષણથી વિદ્યા અને કણથી અર્થ સાધવા તત્પર કૃતઉદ્યમ ધીરજન અર્થસિદ્ધિ થયા પૂર્વે નિવર્તતો નથી; [2]સ્વસત્ત્વરહિત બહુધારી તે શૂન્યધારિવત્ છે, સ્વસત્ત્વસહિત શૂન્યધારી તે બહુધારિવત્ છે; કર્માયત્ત[3] ફલ છે અને સંપત્તિ ગુણલુબ્ધા છે; લઘુતા એ પુરુષપ્રયત્નકારી પ્રતિ પ્રભુતાની સંપાદિકા છે; ફલની પ્રાપ્તિ પીડાપૂર્વક તથા ત્યાગપૂર્વક છે; [4]સત્પુરુષોનું પ્રત્યુક્ત પ્રણયીવિષે ઇપ્સિતાર્થક્રિયા જ છે; [5]આપન્ન જનોની આર્તિઓનું પ્રશમન કરવું એ જ છે ફલો જેનાં એવી ઉત્તમોની સંપત્તિઓ છે; જે સર્વ પરવશ છે તે દુઃખ છે, અને જે આત્મવશ છે તે સુખ છે; ગમે એવાં લાભહાનિમાં ન્યાયમાર્ગથી ચલવું નહિ એ શ્રેયસ્કર છે; સ્વોપકારાર્થ [6]સ્વાશ્રયની તથા પરોપકારાર્થ [7]સ્વાર્પણની મતિકૃતિ રાખવી; વિવેકપુરઃસર જીવસૃષ્ટિના જેતા અને ઈશ્વરસૃષ્ટિના ભોક્તા થવું; કર્મોના આરંભમાણ પુરુષો–જેઓનાં કૃત્યોને સુખદુઃખ, શીતઉષ્ણ, પ્રીતિભય, આદિ વિઘ્ન કરી શકતાં નથી–તે અભીત વશ્યાત્મા પણ્ડિત પુરુષોને શ્રી–લક્ષ્મી આદિ–સેવે છે, અને તેઓ ઇપ્સિત ફલને પામે છે, એથી સત્ક્રિયા કરતે [8]શ્રાંત થવાય તોપણ પુનઃ પુનઃ કર્મો આરંભવાં; બુદ્ધિબલથી વૃદ્ધિફલ અવશ્ય થાય છે એથી પુરુષાર્થ સફલ થવા ભૂતોનાં તત્ત્વજ્ઞ–સ્વભાવ જાણનાર–થઈ, દેશકાલ બલાબલ જોઈ, કર્મના યોગ અને મનુષ્યોના ઉપયોગ કર-

---

૧ To the really great not only nothing is impossible but nothing is unattainable or unobtainable. ૨ With true manliness or spirit man is "as having nothing yet possessing all things;" while without it man though "possessing all things really has nothing." ૩ કર્મને અધીન. ૪ પ્રિયજનો જે માગે તેનું માત્ર શબ્દે કરીને ઉત્તર આપવું નહિ, કિન્તુ તેઓએ ઈચ્છયું હોય તે કરવું વા આપવું એ જ સજ્જનોનું ઉત્તર છે. ૫ આપત્તિવાળા; દુઃખી. ૬ Self-Help. ૭ Self-Sacrifice. ૮ શ્રમયુક્ત. થકિત.

નાર થવું; જય વા ક્ષય, કિંવા " **अर्थं साधयामि वा देहं पातयामि** " એ મંત્રનો જપ અને તદનુસાર અનુષ્ઠાન રાખેથી કર્મફલદાતા ઈશ્વર યથોચિત સમયે સિદ્ધિ આપે છે; સંક્ષેપથી, પ્રાણીઓના સાક્ષાત્ અભ્યુદયનો હેતુ, ઈશ્વરાર્પણબુદ્ધિએ અનુષ્ઠીયમાન પ્રવૃત્તિલક્ષણ ધર્મ, તેણે કરી સત્ત્વની (અંતઃકરણની) શુદ્ધિ સંપાદન કરીને, નિઃશ્રેયસનો હેતુ નિવૃત્તિલક્ષણ ધર્મ આદરી, સમસ્ત પુરુષાર્થની સિદ્ધિ સંપાદન કરવી, એ જ આ દુર્લભ મનુષ્યજન્મનું સાફલ્ય છે; ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ અમરકર વચનામૃતોને અસ્તોદયજ્ઞ મનુષ્યો અનુભવે છે.

અસ્તોદયના ચક્ર ઉપરિ સ્વસત્ત્વનું આસન કરીને અને મહાજનોનાં પૂર્વોક્ત પ્રકારનાં અસંખ્ય વચનોમાંથી રુચિઅનુસાર એક અથવા અનેક વચનનું અવલંબન કરીને જે જન અક્ષોભ્ય રહી સ્થિત થાય છે, તે, સ્વદેશ સેવા અને તદન્તર્ગત સ્વસેવા પણ કરી કૃતાર્થ થવાં સમર્થ થાય છે; અને તેમ થયે કૃતકૃત્યતાનાં સુખસંતોષ ભોગવે છે.

પુનઃ જેઓ સત્સમાગમાદિથી યથાર્થ વિવેકી અને જ્ઞાની થાય છે તેઓ રાગદ્વેષરહિત થઈ, ઈશ્વરાર્પણ બુદ્ધિએ કરી નિષ્કામ કર્મવતે લોકહિતમાં પ્રવૃત્ત રહે છેઃ અને તેવી પ્રવૃત્તિને જ સ્વધર્મ માની પરાર્થે જીવિત સાર્થક કરે છે. સર્વ સૃષ્ટપદાર્થોનો અનિવાર્ય વિકારી–પરિણામી–સ્વભાવ તેઓને સદા પ્રત્યક્ષ હોય છેઃ—

" अहान्यस्तमयान्तानि उदयान्ता च शर्वरी ।
सुखस्यान्तं सदा दुःखं दुःखस्यान्तं सदा सुखं ॥१८॥
सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः ।
संयोगाश्च वियोगान्ता मरणान्तं च जीवितम् ॥१९॥
* * * * ज्ञानस्यान्तो न विद्यते " ॥ २१ ॥

महाभारत. आश्वमेधिकपर्व. अनुगीता. अध्याय. ४४.

' દિવસો અસ્ત પ્રતિ જાય છે અને રાત્રિ ઉદયાન્તા છે; સુખનો અંત સદા દુઃખ છે, દુઃખનો અંત સદા સુખ છે; સર્વે સંગ્રહો

ક્ષયાન્ત છે, [1]સમુત્શ્રયો પતનાન્ત છે; સંયોગો વિયોગાન્ત છે; અને જીવિત મરણાન્ત છે. **જ્ઞાનનો અંત નથી.**

એવા દૃઢ અનુભવસિદ્ધ નિર્ણયથી સાધુપુરુષો વાઞ્છિત ફલ સારૂ ભગવતી સત્ક્રિયાને નિર્ભયતાથી આરાધે છે; અને નિશ્ચિતાર્થથી વિરમતા નથી.

યોગવાસિષ્ઠના નિર્વાણપ્રકરણમાં યથોક્તકારી રામપ્રતિ વસિષ્ઠમુનિ વદે છે કેઃ—

**"प्राप्तेषु सुखदुःखेषु यो नश्यति स नश्यति।**
**यो न नश्यत्यनाशोऽसावलं शास्त्रोपदेशनैः" ॥**

'પ્રાપ્ત સુખદુઃખોમાં જે નાશ પામે છે, તે જ નાશ પામે છે. જે નાશ નથી પામતો તે અનાશ–અવિનાશી–છે. શાસ્ત્રના ઉપદેશોએ કરી તે સંપૂર્ણ છે.'

અને એવા જ સત્ત્વાશ્રયી પુરુષો પરોપકારનાં અને દેશોદ્ધારનાં સત્કર્મો સિદ્ધ કરી શકે છે. એ જ ગ્રંથમાં વસિષ્ઠમુનિ રામ પ્રતિ વદે છે કેઃ—

**"प्राप्तकर्तव्यमेवेति त्यक्तेष्टानिष्टभावनः।**
**प्रवर्तते यः कार्येषु न स मज्जति कुत्रचित्" ॥ ४९ ॥**

उपशमप्रकरणे सर्गः १२.

'કર્તવ્ય પ્રાપ્ત જ છે એવું જાણી ઈષ્ટઅનિષ્ટ ભાવના ત્યજી છે જેણે એવો જે પુરુષ કાર્યોમાં પ્રવર્તે છે તે કહિં જ બુડતો નથી.'

અર્થાત્ તે કૃતકૃત્ય તથા પ્રાપ્તપ્રાપ્તવ્ય થાય છે જ.

(ઉપસંહાર.)

અનિવાર્ય અસ્તોદયના સાધનથી એ પ્રમાણે જીવનને સાર્થકકર્તા પરોપકારનાં કૃત્ય કરવા સમર્થ થવાય છે; અને સંપાદ્ય પુરુષાર્થત્રય–ધર્મ, અર્થ, કામ,–યથાશક્તિ સંપાદન કરાય છે, એટલું જ નહિ કિંતુ ચતુર્થ પરમપુરુષાર્થની પ્રાપ્તિનું સાધન પણ અસ્તોદય થઈ શકે છે. અસ્તોદયના સમયમાં જે વિદ્વાન્, અંતર્ગત થઈ, સાક્ષિવત્,

---

૧. ચઢવાનો છેડો પડવામાં છે.

સર્વાવસ્થાને વિવેકવિચારપૂર્વક અનુભવે છે, તેને, મોક્ષપ્રતિબંધક અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક આત્માઅનાત્માના વિવેકે કરી વસ્તુના સ્વરૂપનું અવધારણ જે વિદ્યા, કિંવા યથાર્થદર્શન, તે પ્રાપ્ત થાય છે. તે યથાર્થજ્ઞાનનો ઉદય એ જ પરમપુરુષાર્થ છે, એ તો પ્રસિદ્ધ છે. એ પરમપુરુષાર્થપ્રદ વિષયનો વિસ્તર તત્સંબંધી તત્ત્વજ્ઞાનના ગ્રંથોથી જ જ્ઞાતવ્ય છે.

અસ્તોદયમાં મનુષ્યોને અન્તર્ બહિર્ સર્વત્ર અનેક પ્રકારના વિલક્ષણ પરિણામો થાય છે. તેમાં અન્તર્નાં પરિણામો તો બહુ કરી સ્વસંવેદ્ય જ રહે છે. કોઈવાર તેવા મહાજનોના સમીપસ્થો હોય છે તે કેટલેક અંશે તે અનુમાની શકે છે; અને તે મહાજનોનાં જીવનચરિતોમાં અન્યોના બોધાર્થે પ્રસિદ્ધ થાય છે. બહુ ગંભીર મહાત્માઓનાં અન્તર્ તો કલવાં જ અશકય છે. તેવા મહાત્માના સમાનધર્મી, સમભાવ, સમચિત્તવાન્ જ તેવા ઉચ્ચ ભાવોનું અનુમાન કરી શકે છે.

એવી સર્વોત્કૃષ્ટ પરમદશાની પ્રતિમા શ્રી રામ ગણાય છે. તેઓને પૂર્વાવસ્થામાં સર્વપ્રકારની સંપત્તિ સેવતી હતી; મધ્યાવસ્થામાં વિપત્તિએ પણ સંપૂર્ણ સેવા કરવામાં ન્યૂનતા ન રાખી; તેવામાં પણ દુષ્ટોથી પીડાતા દુઃખિત સાધુઓને સ્વસત્ત્વે કરી સુખી કર્યા. પશ્ચાત્ તત્રભવાન્ રામચંદ્રને સંપત્તિએ પુનઃ સેવી તે સુમંગલા સફલાર્થા થઈ છે.

એ તત્રભવાન્ રામનો આ ભરતખણ્ડ પણ કંઈક એવા જ પ્રકારની દશામાં છે. તેને સંપત્તિએ સેવ્યો હતો, વિપત્તિએ પણ પોતાને સંતોષ થાય એમ આ દેશને રગદોળ્યો છે; અને અવે તેની છાયામાંથી મુક્ત થતો ઉદયની કક્ષામાં[1] છે. સૂર્યવંશી શ્રી રામચંદ્ર સમાન તે આપણા સ્વદેશનો પણ સૂદય થશે જ.

ઇત્યાદિ હેતુથી મહાત્મશિરોમણિ સુમહાયશાઃ શ્રી રામચંદ્રના જ પરમ પાવન ચરિતનું એક સ્વલ્પ દૃષ્ટાન્ત અત્ર અવતારાય છે. તેવા અનુપમ [2]મહાનુભાવની અન્તર્વૃત્તિ દુર્લક્ષ્યચિહ્ના[3] હોય

---

૧ ત્રિજ્યા. ક્ષિતિજ. ૨ સામર્થ્યવાન્. ૩ કોઈ બહારનાં ચિહ્નોથી ન સમજાય એવી.

છે, એટલું જ નહિ કિંતુ પરદૃશ્ય પરવેદ્ય બાહ્યાકાર પણ એવે અતીવ સૂક્ષ્મપ્રસંગે કેવા અવિકૃત–સમાન–રહે છે, અને તેવા સ્વસ્થ સ્થિતપ્રજ્ઞ પુરુષ કેવાં સર્વહિતકર દુષ્કર કાર્યો કરી શકે છે, ઇત્યાદિના ઉપદેશાર્થે આ પ્રામાણિક વાક્ય, દીપવત્, પ્રકાશે છે.

**" आहूतस्याभिषेकाय प्रस्थितस्य वनाय च ।**
**न मया लक्षितस्तस्य स्वल्पोप्याकारविभ्रमः[१] " ॥**

શ્રીરામાયણમાં પ્રસિદ્ધ દશરથ રાજાના કુલના ગુરુ સત્યવાદી વસિષ્ઠ મુનિએ વદેલો એ શ્લોક છે. તેનો સંબંધ આવો છેઃ પ્રથમ દિવસે એવો નિશ્ચય થયો કે રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવો. એ શુભ સમાચારથી સમગ્ર નગરમાં મહોત્સવો થઇ રહ્યા. અદૃષ્ટદેવીએ પોતાની ઉદયની આંખથી જ અખિલ નગર ઉપર પૂર્ણપ્રેમે નિહાલવા માડ્યું. અને સર્વ સ્થલે પ્રાણિપદાર્થોમાં હર્ષ વ્યાપી રહ્યો, તે અવસરે મહાજનોને સંગાતે લઇને વસિષ્ઠમુનિ રામચંદ્રજીને મંદિર પધાર્યા અને વધ્યા કે,–'કાલ તમારાઉપરિ યુવરાજ્યાભિષેક કરવાનો નિશ્ચય થયો છે.' એ સમયે, અને બીજે જ દિવસે, અદૃષ્ટદેવીએ અયોધ્યા નગરીઉપર, ઉદયની આંખ મીચી, અસ્તની આંખ ઉઘાડી, અને જેવો હર્ષ વ્યાપ્યો હતો, તેવો જ અને તેથી પણ અધિક શોક વ્યાપી રહ્યો, તે કાલે, પાછું રામચંદ્રજીને કહેવામાં આવ્યું કે,–'અરે સુકુમાર! કુટુંબ અને રાજ્ય સર્વનો ત્યાગ કરી તમારે વનમાં જવું એવો નિશ્ચય થયો છે.' તે સમયે, અર્થાત્ અતિહર્ષના અને અતિશોકના એ ઉભય સમયે, 'અભિષેક સારૂ બોલાવાયલા અને વનસારૂ પ્રસ્થિત થયેલા ( રામચંદ્રજી ) તેઓના આકારનો એક સ્વલ્પમાત્ર પણ વિભ્રમ મેં લક્ષ્યો નથી."

---

૧ એ પ્રસંગના એ જ અર્થના વિચાર બહુ કવીશ્વરોના લેખોમાં આવે છે. તુલસીકૃત રામાયણમાં અયોધ્યાકાંડને આરંભે મંગલાચરણમાં તુલસીદાસ લખે છે કેઃ—

प्रसन्नतां यो न गतोभिषेकतस्तथा न मम्लौ वनवासदुःखतः ।
मुखाम्बुजं श्रीरघुनन्दनस्य मे सदास्तु तन्मञ्जुलमङ्गलप्रदम् ॥ २ ॥

"To envisage circumstances all calm,
That is the top of sovereignty."

સર્વાવસ્થાને વિવેકવિચારપૂર્વક અનુભવે છે, તેને, મોક્ષપ્રતિબંધક અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક આત્માઅનાત્માના વિવેકે કરી વસ્તુના સ્વરૂપનું અવધારણ જે વિદ્યા, કિંવા યથાર્થદર્શન, તે પ્રાપ્ત થાય છે. તે યથાર્થજ્ઞાનનો ઉદય એ જ પરમપુરુષાર્થ છે, એ તો પ્રસિદ્ધ છે. એ પરમપુરુષાર્થપ્રદ વિષયનો વિસ્તર તત્સંબંધી તત્ત્વજ્ઞાનના ગ્રંથોથી જ જ્ઞાતવ્ય છે.

અસ્તોદયમાં મનુષ્યોને અન્તર્ બહિર્ સર્વત્ર અનેક પ્રકારના વિલક્ષણ પરિણામો થાય છે. તેમાં અન્તર્નાં પરિણામો તો બહુ કરી સ્વસંવેદ્ય જ રહે છે. કોઈવાર તેવા મહાજનોના સમીપસ્થો હોય છે તે કેટલેક અંશે તે અનુમાની શકે છે; અને તે મહાજનોનાં જીવનચરિતોમાં અન્યોના બોધાર્થે પ્રસિદ્ધ થાય છે. બહુ ગંભીર મહાત્માઓનાં અન્તર્ તો કલવાં જ અશકય છે. તેવા મહાત્માના સમાનધર્મી, સમભાવ, સમચિત્તવાન્ જ તેવા ઉચ્ચ ભાવોનું અનુમાન કરી શકે છે.

એવી સર્વોત્કૃષ્ટ પરમદશાની પ્રતિમા શ્રી રામ ગણાય છે. તેઓને પૂર્વાવસ્થામાં સર્વપ્રકારની સંપત્તિ સેવતી હતી; મધ્યાવસ્થામાં વિપત્તિએ પણ સંપૂર્ણ સેવા કરવામાં ન્યૂનતા ન રાખી; તેવામાં પણ દુષ્ટોથી પીડાતા દુઃખિત સાધુઓને સ્વસત્ત્વે કરી સુખી કર્યા. પશ્ચાત્ તત્રભવાન્ રામચંદ્રને સંપત્તિએ પુનઃ સેવી તે સુમંગલા સફલાર્થા થઈ છે.

એ તત્રભવાન્ રામનો આ ભરતખણ્ડ પણ કંઈક એવા જ પ્રકારની દશામાં છે. તેને સંપત્તિએ સેવ્યો હતો, વિપત્તિએ પણ પોતાને સંતોષ થાય એમ આ દેશને રગદોળ્યો છે; અને અવે તેની છાયામાંથી મુક્ત થતો ઉદયની કક્ષામાં[1] છે. સૂર્યવંશી શ્રી રામચંદ્ર સમાન તે આપણા સ્વદેશનો પણ સૂદય થશે જ.

ઇત્યાદિ હેતુથી મહાત્મશિરોમણિ સુમહાયશાઃ શ્રી રામચંદ્રના જ પરમ પાવન ચરિતનું એક સ્વલ્પ દૃષ્ટાન્ત અત્ર અવતારાય છે. તેવા અનુપમ [2]મહાનુભાવની અન્તર્વૃત્તિ દુર્લક્ષ્યચિહ્ના[3] હોય

---

૧ ત્રિજ્યા. ક્ષિતિજ. ૨ સામર્થ્યવાન્. ૩ કોઈ બહારનાં ચિહ્નોથી ન સમજાય એવી.

છે, એટલું જ નહિ કિંતુ પરદૃશ્ય પરવેદ્ય બાહ્યાકાર પણ એવે અતીવ સૂક્ષ્મપ્રસંગે કેવા અવિકૃત–સમાન–રહે છે, અને તેવા સ્વસ્થ સ્થિતપ્રજ્ઞ પુરુષ કેવાં સર્વહિતકર દુષ્કર કાર્યો કરી શકે છે, ઇત્યાદિના ઉપદેશાર્થે આ પ્રામાણિક વાક્ય, દીપવત્, પ્રકાશે છે.

**“ आहूतस्याभिषेकाय प्रस्थितस्य वनाय च ।**
**न मया लक्षितस्तस्य स्वल्पोप्याकारविभ्रमः[1] ” ॥**

શ્રીરામાયણમાં પ્રસિદ્ધ દશરથ રાજાના કુલના ગુરુ સત્યવાદી વસિષ્ઠ મુનિએ વદેલો એ શ્લોક છે. તેનો સંબંધ આવો છેઃ પ્રથમ દિવસે એવો નિશ્ચય થયો કે રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવો. એ શુભ સમાચારથી સમગ્ર નગરમાં મહોત્સવો થઇ રહ્યા. અદૃષ્ટદેવીએ પોતાની ઉદયની આંખથી જ અખિલ નગર ઉપર પૂર્ણપ્રેમે નિહાલવા માડ્યું. અને સર્વ સ્થલે પ્રાણિપદાર્થોમાં હર્ષ વ્યાપી રહ્યો, તે અવસરે મહાજનોને સંગાતે લઇને વસિષ્ઠમુનિ રામચંદ્રજીને મંદિર પધાર્યા અને વદ્યા કે,–‘કાલ તમારાઉપરિ યુવરાજ્યાભિષેક કરવાનો નિશ્ચય થયો છે.’ એ સમયે, અને બીજે જ દિવસે, અદૃષ્ટદેવીએ અયોધ્યા નગરીઉપર, ઉદયની આંખ મીચી, અસ્તની આંખ ઉઘાડી, અને જેવો હર્ષ વ્યાપ્યો હતો, તેવો જ અને તેથી પણ અધિક શોક વ્યાપી રહ્યો, તે કાલે, પાછું રામચંદ્રજીને કહેવામાં આવ્યું કે,–‘અરે સુકુમાર! કુટુંબ અને રાજ્ય સર્વનો ત્યાગ કરી તમારે વનમાં જવું એવો નિશ્ચય થયો છે.’ તે સમયે, અર્થાત્ અતિહર્ષના અને અતિશોકના એ ઉભય સમયે, ‘અભિષેક સારૂ બોલાવાયલા અને વનસારૂ પ્રસ્થિત થયેલા (રામચંદ્રજી) તેઓના આકારનો એક સ્વલ્પમાત્ર પણ વિભ્રમ મેં લક્ષ્યો નથી.”

---

૧ એ પ્રસંગના એ જ અર્થના વિચાર બહુ કવીશ્વરોના લેખોમાં આવે છે. તુલસીકૃત રામાયણમાં અયોધ્યાકાંડને આરંભે મંગલાચરણમાં તુલસીદાસ લખે છે કેઃ—

प्रसन्नतां यो न गतोभिषेकतस्तथा न मम्लौ वनवासदुःखतः ।
मुखाम्बुजं श्रीरघुनन्दनस्य मे सदास्तु तन्मञ्जुलमङ्गलप्रदम् ॥ २ ॥

“To envisage circumstances all calm,
That is the top of sovereignty.”

ઉદય અસ્તના સમસ્ત વિષયનું તાત્પર્ય[1] એમાં છે. આ વસિષ્ઠમુનિનાં અમૂલ્ય પ્રામાણિક[2] વાક્યની આપણા સ્મરણસ્થાનમાં પ્રતિષ્ઠા કરી તેનું નિરંતર આરાધન કરવું યોગ્ય છે, એ વાક્યનું સત્ત્વ, હાર્દ અને ફલિત મહા સુખદાયક છે. એ વિષયઉપર જેમ જેમ અધિક અધિક વિચાર કરવા અનુભવજ્ઞાનવતે સમર્થ થવાય તેમ તેમ અધિક અધિક સબલતા અને દૃઢતા આવી સ્વસ્થ સુખમય સ્થિતપ્રજ્ઞ તથા સર્વહિતરત થવા સામર્થ્ય પ્રાપ્ત થાય છે. અસ્તોદયથી અવિકૃત સ્વસ્થ વસી સર્વોપકારરત રહેવું, એ સંસ્થિતિના દર્શન પછી અન્ય ઉપદેશવાક્ય પ્રસ્તુત પ્રસંગમાં નિર્જીવ જેવાં છે; એથી આ નિબન્ધ અત્ર જ ઈશ્વરપ્રાર્થનાપૂર્વક સમાપ્ત થાય છે. ક્રિયાફલના આશ્રય સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઈશ્વરને પ્રાર્થના છે કેઃ—આ ભરતખંડના સમુદ્ધરણ સારૂ રામવાન્ પુષ્કલ સુપુત્રપુત્રીઓ થાઓ અને દેશનું સૂદ્ધરણ કરી તેઓ જગત્ના સર્વજનોનાં સુખ સંપત્તિનાં શુભ સાધન થાઓ.

દુહો.

ભરતખંડ કરી પુનરુદિત, રાખ સદા મધ્યાહ્ન;
મળી સર્વ એ માગિયે, વિશ્વપતે! વરદાન.





# नलोपाख्यान

अथवा

## नलदमयंतीनी कथा.

" When truth in closest words shall fail,
Then truth embodied in a tale
Will enter in at lowly doors."

'જ્યારે સત્ય, સમીપ પર્યાય શબ્દોથી ( બોધ કરવા ) નિષ્ફલ થશે, ત્યારે તે સત્ય એક વાર્તારૂપી શરીરમાં આણાઈ અનુચ્ચ-દ્વારથી પ્રવેશ કરશે.'

# नलदमयन्ती.

## પ્રસ્તાવના.

અસ્ત અને ઉદય તથા તેના પરિણામ દુઃખ અને સુખ જેનામાં, જાણે મૂર્તિમાન્ થયાં ન હોય, એવાં નલદમયંતીનું રસિક બોધક આખ્યાન મહાભારતમાં પૂજ્યપાદ વ્યાસે યોગ્ય પ્રસંગે વર્ણવ્યું છે. તે એવું તો સરલતા અને અનુપમસ્વભાવોક્તિથી ભર્યું છે કે, તેની તુલ્યતા પાછળથી એ જ વિષયઉપરના બહુ લેખકોમાંથી કોઈક જ કરી શક્યા હશે. એ સુંદર ઉપાખ્યાનનો સંક્ષેપ અત્ર આપ્યો છે. તેમાં જે ભાગ લઈ લખ્યો છે તે બહુ કરી શબ્દશઃ છે. એ સદ્ગુણી અને ઉદાત્ત નાયક તથા નાયિકાની સ્વભાવોક્તિ અને રસથી ભરેલી પાવની વાર્તા એવી તો સહજા, સરલા, સરસા, સુલભા અને ઉત્તમા છે કે સીમા. એમાંના સ્વાભાવિક પ્રસંગ વા સંધિઓ એવા તો સર્વજનમનોરંજક અને હૃદયંગમ છે કે તે દેશીય પરદેશીય સર્વને આનંદ આપે છે. તેનાં અનેક ભાષામાં ભાષાન્તર* થયાં છે, અને મહાપંડિતો તેને અપ્રતિમ ગણી તેની વારંવાર પ્રશંસા કરતા આવ્યા છે.

---

* એ નલોપાખ્યાનનું ભાષાન્તર પ્રખ્યાત બાપે (Bopp) લાટીન ભાષામાં કર્યું છે. જર્મન ભાષામાં તેનાં ત્રણ ભાષાન્તર Kosegarten, Ruckert, Bopp, એ ત્રણ જણે કર્યાં છે. એ જ વિષયના નલોદયનું ભાષાન્તર અબુલ ફઝલના ભાઈ ફૈઝીએ ફારસી ભાષામાં કર્યું છે. અને (W. Yates) યેટ્સે ઇંગ્લિશ ભાષામાં ભાષાન્તર કર્યું છે.

નલોપાખ્યાનનાં ઇંગ્લિશમાં બે ભાષાન્તર થયાં છે, એક ભાષાન્તર મિ. ચાર્લ્સ બ્રુસે કરેલું સન ૧૮૬૩ ના ડીસેમ્બર અને સન ૧૮૬૪ ના જાન્યુઆરી માસના Fraser's Magazine નામના માસિક પત્રમાં પ્રકટ થયું છે. બીજું ભાષાન્તર પૂર્વે પ્રખ્યાત ડાક્ટર. મિલ્માને (Dr. Milman) કર્યું છે. તે સન ૧૮૩૫ માં પુસ્તકના આકારે પ્રકટ થયું છે.

Quarterly Review નામના પ્રખ્યાત ત્રૈમાસિકપત્રના ૪૫ મા ભાગમાં સન ૧૮૩૧ માં લખે છે કેઃ—

"Nala Damayanti is a poem full of the most pathetic interest; * * * it is this beautiful tale, which wants only a poet's hand to transplant it in its living freshness to our foreign climate. * *

"To a certain degree, then, Indian poetry must be to us learned or foreign—Yet there are universal feelings, which lie in the very

કવિતા અને સવિતાનો પ્રકાશ જોવા અન્યની અપેક્ષા ક્વચિત્ જ રહે છે, એ ખરૂં. તથાપિ તેમાં રહેલા અનેક ગુપ્ત ગુણોને યથાર્થ સમજી તેથી ઉત્પન્ન થતા આનંદ ભોગવવા સારૂ તેવા ગુણોનું ભાન કરાવવા પંડિતજનોની અપેક્ષા છે. વિદ્વાન્ તથા મર્મજ્ઞ વાર્તિકકારો કવિતાના ગુપ્ત ગુણ અને અંતઃસ્થ રસ પ્રકટ કરે છે. નલદમયંતીની વાર્તામાં ઉત્તમ ગુણો સ્થલે સ્થલે છે. તેનું સર્વ વાચનારને ભાન કરાવી તેનો સાર ચખાડી બોધ આપવાનું કાર્ય કોઈ શક્તિમાન્ વિવરણકાર ઉઠાવી લેશે એવી આશાથી અત્ર તે ઉપાખ્યાનનો સંક્ષેપમાત્ર આપ્યો છે.

એ મનોરમ આખ્યાનને અનુસરી મહાકવિ કાલિદાસે 'નલોદય,'[1] અને શ્રીહર્ષકવિએ 'નૈષધકાવ્ય' રચ્યું છે તે પ્રસિદ્ધ છે. ત્રિવિક્રમનું નલચંપૂ આદિ બીજા ઘણા શ્રવ્ય કાવ્યના ગ્રંથ એ આખ્યાન ઉપર રચાયલા છે; તથાપિ દૃશ્ય અને શ્રવ્ય ઉભય ગુણથી અ-

---

depth of our common nature,—affections and passions, of which the Language is as universal as the shape and the lineaments of man; and when poetry, in however remote a region, speaks this general dialect of the heart, it will command attention and excite a pleasing or a thrilling interest. Such appears to us to be the case with the Episode of Nala. * * *

"This poem likewise gives a very favourable view of the virtues of the Indian character. A nation, to whom the devoted conjugal fidelity of the wife of Nala is the ideal of female excellence, must have reached a high rank in moral culture; and the whole poem breathes that gentle, and humane, and pacific tone, which is so strikingly distinctive in all the earlier representations of Indian native races.

"Thus closes a piece, which, for interest of story, characteristic variety of incident, purity of moral tone, delicacy of sentiment, and richness of imagery, inspires a very high idea of Indian imagination and feeling.

"The heroic truth and devotedness of Damayanti," observes A. Schlegel, at the close of a glowing passage on the general merit of this poem, "are as celebrated as those of Penelope in the West, and deserve to be as well known in Europe.""

૧ હાલમાં એમ જણાય છે કે એ કાવ્ય કોઈ રવિદેવે રચ્યું છે.

ધિક ચિત્તાકર્ષક નાટક એ વસ્તુ ઉપરથી કોઇએ રચ્યું છે એવું અહુણા જાણ્યામાં નથી. પરંતુ જણાવવાને આનંદ થાય છે કે આપણા પ્રખ્યાત ગ્રંથકર્તા, મારા પરમમિત્ર, રણછોડભાઈ તે લાભ થોડા સમયમાં આપણને આપનાર છે.[1]

સંવત્. ૧૯૨૯.

---

# નલદમયંતી.



(ઉપોદ્ઘાત.)

મહાભારતના વનપર્વે અથવા આરણ્યક પર્વમાં, (૫૨.) મા અધ્યાયથી **નલોપાખ્યાનપર્વનો** આરંભ થાય છે. ત્યાં વૈશંપાયનને જનમેજય પૂછે છે કેઃ—'જ્યારે રાજ્યાદિક હારીને વનવાસમાં રહેલા પાંડવોમાંથી અર્જુન અસ્ત્ર લેવા ઇંદ્રલોકમાં ગયા, ત્યારે યુધિષ્ઠિર આદિ શું કરતા હતા?'

વૈશંપાયન કહે છે કેઃ—'તેઓ કામ્યકવનમાં દ્રૌપદી સાથે વસતા હતા ત્યાં અર્જુનના વિયોગથી તેઓ ગતસત્ત્વ[2] થઈ જઈ ભારે શોક દુઃખમાં પડ્યા. એવામાં બૃહદશ્વનામે મહર્ષિ ત્યાં પધાર્યા.' તેને શોકમાં પડેલા યુધિષ્ઠિર પૂછે છે કેઃ—'હે ભગવન્! મારાથી અલ્પભાગી કોઈ આપે પૂર્વે દીઠો કે સાંભળ્યો છે? હું તો એમ માનું છું કે મારાથી દુઃખિતતર[3] પુરુષ કોઈ નથી.' બૃહદશ્વ ઉત્તર આપે છે કેઃ—'તમારાથી પણ દુઃખિતતર રાજા થઈ ગયા છે.' એમ કહી નિષધદેશના મહીપાલ નલરાજાનું નામ દીધું. અને તેનો ઇતિહાસ કહી અન્તે કહ્યું છે કેઃ—

> "श्रुत्वेतिहासं नृपते समाश्वसिहि माशुचः ।
> व्यसने त्वं महाराज न विषीदितुमर्हसि" ॥७९।१३॥

'હે નૃપતે, ઇતિહાસ સાંભળીને (તમારા મનનું તમે) સમાધાન કરો, શોચો મા. હે મહારાજ, વ્યસનમાં વિષાદ કરવા યોગ્ય તમે નથી.'

---

૧ રા. રા. રણછોડભાઇનું "નલદમયન્તી" નામે નાટક પ્રસિદ્ધ થઇ તેના અનેક પ્રયોગો થઇ પ્રખ્યાતિ પણ પામ્યું છે. (સંવત્. ૧૯૪૪)

૨ ઓશ ઊડી ગયેલા, જીવ વગરના. ૩ વધારે દુઃખી.

# नलोपाख्यानम्.[1]



(નલદમયન્તીનો સંબંધ.)

નલ નામે રાજા વીરસેનનો સુત, બહુ ગુણવાન્, બલવાન્, અને રૂપવાન્, નિષધદેશમાં મહીપતિ હતો. સત્યવાદી, ઉદાર, સંયતેન્દ્રિય, ધન્વિઓમાં શ્રેષ્ઠ, રક્ષિતાદિ ગુણથી સાક્ષાત્ તે પોતે મનુ જેવો હતો.

તેમ જ વિદર્ભદેશમાં ભીમ નામે સર્વગુણયુક્ત પરાક્રમી રાજા હતો. તેને પ્રજા ન હોવાથી તે સારૂ તે બહુ યત્ન કરતો હતો. ત્યાં દમન નામે બ્રહ્મર્ષિ તે ભીમરાજા પ્રતિ આવ્યા. પત્નીસહિત તે ધર્મજ્ઞ રાજાએ તેમને સત્કારાદિથી સન્તોષ્યા તેથી પ્રસન્ન થઈ દમને તેમને વરદાન આપ્યું. તે પછી દમયન્તી નામે કન્યારત્ન તથા દમ, દાન્ત અને દમન નામે ગુણવન્ત અને પરાક્રમી ત્રણ કુમાર તે ભીમરાજાને પ્રાપ્ત થયાં. તેમાં દમયન્તી તો રૂપે, તેજે, યશે, શ્રીએ, અને સૌભાગ્યે, લોકોમાં યશ પામી. તેના જેવી રૂપવતી તો દેવમાં, યક્ષમાં, અને માનુષમાં પણ, પૂર્વે ક્વચિત્ દીઠી કે શ્રુણી હશે.

રૂપમાં કંદર્પ જ મૂર્તિમાન્ થયો હોય એવો નલ પણ લોકમાં અપ્રતિમ હતો. પરસ્પરના ગુણોની પ્રશંસા સાંભલતાં નલમાં અને દમયન્તીમાં અન્યોન્યપ્રતિ હચ્છય[2] વધ્યો. પછી નલ તે કામને[3] હૃદયમાં ધારવા અશક્ત થયો. તેના અન્તઃપુરની સમીપમાં એક વન હતું, ત્યાં એકાન્તમાં નલે રહેવા માડ્યું. ત્યાં

---

૧ પૂર્વાવૃત્તિમાં સંસ્કૃતમાંથી લીધેલા સંક્ષેપ સાથે પ્રેમાનન્દકૃત ગુજરાતી નલાખ્યાનમાંથી પણ કેટલોક ભાગ મિશ્ર કર્યો હતો. પણ અવે પ્રેમાનન્દકૃત નલાખ્યાન બહુ પુસ્તકોમાં પ્રસિદ્ધ થયું છે, તેથી તે ભાગ અત્રથી ગાલી દઇ, પૂર્વે સૂચવ્યા પ્રમાણે વ્યાસકૃત મહાભારતાંતર્ગત વનપર્વના ૫૩ થી ૭૯ અધ્યાય સુધીના મૂલ નલોપાખ્યાનમાંથી જ સર્વ ભાગનો સંક્ષેપ અત્ર લીધો છે. અને લીધેલો ભાગ બહુ કરી શબ્દશઃ છે. પ્રેમાનન્દાદિની કૃતિમાં ન્યૂનાધિક શું છે તે જાણવું પણ સુલભ થશે. (સંવત્ ૧૯૪૪.)
૨ પ્રીતિ, હૃદયમાં રહેનાર. ૩ ઈચ્છા.

આગળથી વિચરતા હંસોમાંથી એકને નલે પકડ્યો. તે હંસે કહ્યું કેઃ—'હે રાજન્! હું હણાવા યોગ્ય નથી. હું તારૂં પ્રિય કરીશ. દમયન્તી પાસે જઈ એવું કહીશ કે, તારાથી અન્ય પુરુષને તે કદાપિ માનશે જ નહિ.' એ સાંભળી નલે તે હંસને છોડી દીધો. પછી તે હંસો વિદર્ભ નગરી પ્રતિ ગયા. ત્યાં જઇ સખીગણથી વિંટાયલી દમયન્તી હતી તે પાસે ઉતરી પડ્યા. અદ્ભુતરૂપ હંસોને દેખી તે હર્ષ પામી, અને તેને પકડવા દોડી. હંસો પ્રમદાના વનમાં[1] પ્રસરી ગયા. એકૈક પાછળ એકૈક કન્યા દોડી. જે હંસ પાછળ દમયન્તી દોડી હતી તે હંસ માનુષીવાણી કરી બોલ્યો કેઃ—'હે દમયન્તિ! નિષધ દેશમાં નલનામે મહીપતિ છે. રૂપમાં તેના જેવા કોઈ માનુષ નથી. હે વરવર્ણિનિ! તેની જો તું ભાર્યા થાય તો તારો જન્મ સફલ થશે. અમે દેવગંધર્વાદિ બહુ દીઠા છે. પણ તેના જેવો કોઇ દીઠો નથી. નારીમાં તું રત્ન છું અને નરમાં નલ શ્રેષ્ઠ છે.

**" विशिष्टाया विशिष्टेन संगमो गुणवान्भवेत् । "**

'યુક્તાનો યુક્ત સાથે—(ઉત્તમાનો ઉત્તમ સાથે) સંગમ તે ગુણવાળો થાયછે.' એમ કહેવાતાં દમયન્તી હંસ પ્રતિ બોલી કેઃ–'નલને પણ તું એ રીતે કહેજે.' હંસે તેને હા પાડી, અને નિષધ પાછાં આવી તે જ રીતે નલને સર્વ નિવેદન કર્યું. (અ. ૫૩)

હંસનું વચન સાંભળ્યું ત્યારથી દમયન્તી અસ્વસ્થા, ચિન્તાપરા, વિવર્ણવદના,[2] દીના,[3] કૃશા,[4] થઇ અને બહુ નિઃશ્વાસ નાખવા લાગી. રાત્રિદિવસ નિદ્રાવિનાની, શય્યા, આસન, કે ભોગમાં જેને રતિ નહિ એવી, ઊર્ધ્વદૃષ્ટિવાલી, ધ્યાનપરા અને ઉન્મત્તદર્શના થઇને તે 'હાહા' કહી વારંવાર રોવા લાગી. દમયન્તીનાં સખીજનોએ એની તે અવસ્થા વિદર્ભપતિને જણવી.

(દમયન્તીનો સ્વયંવર.)

**ભીમે** જોયું કે, સુતા[5] પ્રાપ્તયૌવના[6] થઈ છે. તેથી તેણે તેનો સ્વયંવર કરવા ધાર્યું; અને મહીપાલોને નિમંત્રણ મોકલ્યાં. દમય-

---

૧ સમુદાય, નિવાસ. ૨ જેના મુખનો રંગ ફીકો થયેલો એવી. ૩ દુઃખિત. ૪ પાતલી. ૫ પુત્રી. ૬ જેને જુવાની પ્રાપ્ત થઈ છે એવી.

ન્તીનો સ્વયંવર સાંભલી સર્વે પાર્થિવો[1] ત્યાં જતા હવા. હસ્તિના, અશ્વના, અને રથના ઘોષથી વસુંધરા પૂરાઈ ગઈ. મહાત્મા પાર્થિવોની યથાયોગ્ય પૂજા ભીમરાજાએ કરી.

એજ સમયે નારદ અને પર્વત એ ઋષિઓ દેશાટન કરતા કરતા ઇંદ્રલોકમાં ગયા. તેમને પૂજીને ઈન્દ્રે કુશલ પૂછ્યું. નારદે ઉત્તર આપ્યું કેઃ–'ઈશ્વર! અમે કુશલ છિયે અને સર્વલોકમાં નૃપો પણ કુશલ છે.'

ઈન્દ્રે પૂછ્યું કેઃ–'ધર્મજ્ઞ પૃથિવીપાલો, જેણે જીવિતને ત્યકત કરેલું એવા યોધી,[2] અને કાલ પ્રાપ્ત થયે જે અપરાઙ્મુખ[3] શસ્ત્રથી નિધન[4] પ્રતિ જાય છે, અને આ કામધુક્[5] અક્ષય લોક (સ્વર્ગ) જેવો મારો છે તેવો જ જેમનો છે એવા તે શૂર ક્ષત્રિયો ક્યાં છે? તેવા મારા પ્રિય અતિથિ મહીપાલોને અત્ર આવતા હું નથી જોતો.'

નારદ પ્રત્યુત્તર દે છે કેઃ–'હે મઘવન્[6]! શૃણોઃ ઉત્તમરૂપા વિશ્રુતા[7] દમયન્તીનો સ્વયંવર થવાનો છે. ત્યાં તે રત્નને પ્રાર્થતા રાજા અને રાજપુત્રો સર્વસ્થલેથી જાયછે.' એમ કહેતા હતા તેવામાં અગ્નિસહિત લોકપાલ ત્યાં આવ્યા. નારદનું મહત્ વચન સાંભલી હૃષ્ટ તેઓ બોલ્યા કેઃ–'આપણે પણ જઇએ.' વાહન અને ગણો સહિત તેઓ વિદર્ભ પ્રતિ ગયા. દમયન્તીને અનુવ્રત[8] એવો નલરાજા પણ ત્યાં જતો હતો. રૂપસંપત્તિમતી મૂર્તિવડે સાક્ષાત્ મન્મથ[9] જ ન હોય એવા નલને દેવોએ માર્ગમાં દીઠો. તે રવિ જેવા પ્રકાશિત નલને જોઈ તેના રૂપથી વિસ્મિત લોકપાલ તો સંકલ્પ છોડી ચાલતા થયા. અને દેવો વિમાનોને અન્તરિક્ષમાં અટકાવી પછી નીચે ઉતરીને નલરાજા પ્રતિ બોલ્યા કેઃ–'હે નૈષધ રાજેન્દ્ર નલ! આપ સત્યવ્રત છો. અમને સાહાય્ય કરો અને દૂત થાઓ.' (અ. ૫૪)

તેમને નલે કહ્યું કેઃ–'કરીશ.' પછી અંજલિ કરી પાસે જઇ પૂછ્યું કેઃ–'આપ કોણ છો. મને દૂત કરવા ઈચ્છોછો તે કોણ, અને મારે શું કાર્ય કરવાનું છે, તે જેમ હોય તેમ (યથાતથ) કહો.'

---

૧ રાજા. ૨ લડનારા. ૩ યુદ્ધમાં પાછલ મુખ ન કરનાર. ૪ મરણ. ૫ જ્યાં ઇચ્છા પ્રમાણે દોહોવાય છે, મલે છે. ૬ ઇન્દ્ર. ૭ વિખ્યાત. ૮ અનુકૂલકર્મયુક્ત. ૯ મનને મથનાર, કામદેવ.

ઇન્દ્ર કહેછે કેઃ-‘અમે અમર[1] છિયે. દમયન્તી અર્થે આવ્યા છિયે. હું ઇન્દ્ર છું, આ અગ્નિ છે, તેમ જ આ જલપતિ (વરુણ) છે, અને આ શરીરાન્તકર[2] યમ છે. અમારીપાસથી જઇને તું દમયન્તીને નિવેદન કર્ કેઃ-‘ઇન્દ્રાદિ દેવો તને પ્રાપ્ત કરવા ઈચ્છે છે. તેમાંથી એક દેવને તું વર્.’ એમ કહેતાં નલ બોલ્યો કેઃ-‘એક જ અર્થે આવેલાને મને મોકલવા આપ યોગ્ય નથી. પરને અર્થે એવી રીતે સ્ત્રીને કહેવા, પોતે જ સંકલ્પ કરેલો પુરુષ કેમ કરી શક્તિમાન્ થાય! માટે હે મહેશ્વરો! ક્ષમા કરો.’ દેવો કહે કેઃ-‘કરીશ’ એમ પૂર્વે કહી, હવે તું નહિ કરીશ, એ કેમ થશે? એમ કહેલો નલ બોલ્યો કેઃ-‘દમયન્તીના સુરક્ષિત મંદિરમાં હું કેમ પ્રવેશી શકું.’ ઇન્દ્ર કહે કેઃ-‘તું પ્રવેશી શકીશ.’ તે નલ ત્યાંથી દમયન્તીના નિવેશમાં[3] ગયો. અને ત્યાં સખીગણથી વિંટાયલી, અતીવ સુકુમારાંગી, પોતાના તેજથી શશિની[4] પ્રભાનો પણ આક્ષેપ કરતી હોય એવી, દેદીપ્યમાના અને સુલોચના[5] વૈદર્ભીને નલે દીઠી. તે [6]ચારુહાસિનીને દેખતાં જ નલનો કામ વધ્યો. પણ

**“ सत्यं चिकीर्षमाणस्तु धारयामास हृच्छयम् ” ॥ १४ ॥**

(‘સત્ય કરવાને ઈચ્છતા નલે કામને ધરી રાખ્યો.’)

ત્યાંની તે પરમાંગનાઓ નલને દેખી સંભ્રમથી આસન ઉપરથી ઉભી થઈ, અને વિસ્મયાન્વિતા તથા સુપ્રીતા થઇ નલને પ્રશંસવા લાગી. નલ પ્રતિ કંઈ બોલ્યા વિના મનથી જ તેને પૂજવા લાગી. તે મહાત્માનાં રૂપ, કાન્તિ તથા ધૈર્યથી આશ્ચર્ય પામી, તે દેવ યક્ષ કે ગન્ધર્વ હશે, એમ શંકા કરવા લાગી, પણ તેના તેજથી પરાભૂત તે લજ્જાવતીઓ કંઈ બોલી શકિયો નહિ.

[7]સ્મિતપૂર્વાભિભાષિણી વિસ્મિતા દમયન્તી નલવીર પ્રતિ વદી કેઃ-‘હે વીર! અનવદ્ય સર્વાંગવાન્! મારા હૃચ્છયને વધારનાર! અમરવત્ પ્રાપ્ત થયેલા આપ કોણ છો? હે અનઘ[8]! તે જાણવા ઈચ્છું છું. આહિં કેમ આપનું આવવું થયું છે?’

---

૧ મરે નહિ તે, દેવ. ૨ શરીરનો અન્ત કરનાર, દેહનો છેડો આણનાર. ૩ ઘર, મંદિર. ૪ ચંદ્રમા. ૫ સારી આંખો છે જેની એવી. ૬ મનોહર હાસવાલી. ૭ મંદ હસી પછી બોલનારી. ૮ દોષરહિત.

નલે ઉત્તર આપ્યું કેઃ-'હે કલ્યાણિ[1]! હું નલ છું. દેવનો દૂત થઈ અહિં આવ્યો છું. શક્ર, અગ્નિ, વરુણ, અને યમ, એ દેવો તમને પ્રાપ્ત કરવા ઈચ્છે છે. માટે હે શોભને! તેમાંથી એક દેવને વરો. એ અર્થે મને દેવોએ મોકલ્યો છે માટે એ સાંભલીને જેમ ઈચ્છો તેવી બુદ્ધિ કરો.' (અ. ૫૫)

દમયન્તી દેવોને નમસ્કાર કરી પછી હસીને નલ પ્રતિ બોલી કેઃ-'હે રાજન્! મને આપ પરણો. આપને સારૂ હું શું કરૂં? નિશ્ચય હું અને મારી જે અન્ય કંઈ વસ્તુ છે તે સર્વ આપનાં છે. હે ઈશ્વર! વિશ્વાસથી પ્રણય[2] કરો.'

**"अहं चैव हि यच्चान्यन्ममास्ति वस्तु किंचन ।**
**तत्सर्वं तव विश्रब्धं कुरु प्रणयमीश्वर" ॥५६।२॥**

'હંસનાં વચન જે છે તે મને દહે છે. હે માનદ! ભજનારી હું તેનો જો આપ અંગીકાર નહિ કરો તો, વિષ, અગ્નિ, જલ, કે રજ્જુની આસ્થા[3] મારે કરવી પડશે.'

નલ ઉત્તર દે છે કેઃ—'દેવ સતાં માનુષને શું કરવા ઇચ્છે છે. મહાત્માઓના પાદની રજ તુલ્ય પણ હું નથી, તે દેવોના વિષયે મન કર અને વર.' એમ કહી ચારે દેવોની શક્તિનું વર્ણન કરી તેમને વરવાની સૂચના કરી,—'એ મારૂં સુહૃદનું વાક્ય સાંભલ' એમ નલે કહ્યું. શોકજ જલથી બુડેલાં નેત્રવડે દમયન્તી બોલી કેઃ—'દેવોને હું નમસ્કાર કરૂં છું. પણ તમને જ ભર્તા વરીશ. એ આપને સત્ય કહું છું.' નલ ઉત્તર દે છે કેઃ—'હે કલ્યાણિ! દૂતતા કરવા આવેલો હું તે અહિં પરાર્થે યત્નનો આરંભ કરી સ્વાર્થે કેમ સાધી શકું. તોપણ—

**"एष धर्मो यदि स्वार्थो ममापि भविता ततः ।**
**एवं स्वार्थं करिष्यामि तथा भद्रे विधीयताम्" ॥५६।१७॥**

'જો એ મારો સ્વાર્થ પણ ધર્મ હશે તો તે સ્વાર્થ હું કરીશ. અને હે ભદ્રે! તારાથી પણ તેમ થાઓ.' બાષ્પાકુલા દમયન્તી

---

૧ મંગલયુક્ત. શુભયુક્ત. ૨ પરિણય, વિવાહ, પ્રીતિ. ૩ આલંબન

બોલી કેઃ—'આ નિરપાય[1] ઉપાય મને દેખાય છે, જેથી કંઈ પણ દોષ થશે નહિ. જ્યાં મારો સ્વયંવર છે, ત્યાં, હે નરશ્રેષ્ઠ! આપ પણ સર્વે દેવો સાથે આવજો; અને તેમની સંનિધિમાં હું આપને વરીશ. આમ કોઈ દોષ નહિ આવે.' એમ કહેલો નલ-રાજા જ્યાં દેવ હતા ત્યાં પાછો આવ્યો. દેવોએ તેને વૃત્તાન્ત પૂછતાં નલ બોલ્યો કેઃ—'આપની આજ્ઞા પ્રમાણે દમયન્તીના નિ-વેશનમાં ગયો. ત્યાં આપના તેજથી દમયન્તી અને તેની સખી-ઓ વિના કોઇએ મને દીઠો નહિ. ત્યાં મેં આપનું વર્ણન કરતાં તે રુચિરાનના[2] અને ગતસંકલ્પા[3] દમયન્તીએ મને જ વરવાનું કહ્યું.' અને પછી તે બાલાનાં વચન દેવો પ્રતિ તે નલે કહી દેખાડયાં. (અ. ૫૬)

શુભકાલ પ્રાપ્ત થતાં સ્વયંવરમાં સર્વે પૃથિવીપાલ આવ્યા. પછી શુભાનના દમયન્તી પણ (રંગમંડપમાં) પ્રવેશી, અને પોતાની પ્રભાવતે રાજાઓનાં ચક્ષુ અને મન ચોરી લીધાં. દમયન્તીના જે જે ગાત્ર ઉપર તે રાજાઓની દૃષ્ટિ પડી તે ત્યાં ત્યાં જ આ-સક્ત થઈ ગઈ, અને પછી ત્યાંથી ચલી જ નહિ. પછી રાજાઓ-નાં નામોનું સંકીર્તન[4] થવા માંડયું. ત્યાં દમયન્તીએ તુલ્ય આકૃ-તિના પંચ પુરુષ દીઠા, એટલે સન્દેહથી વૈદર્ભી નલનૃપને જાણી શકી નહિ.

તે પાંચમાંના જે જે સામું જુવે તે તે નલનૃપ જેવા લાગે. બુદ્ધિવડે ચિન્તન કરી તર્ક કરવા લાગી કેઃ—કેમ કરીને દેવોને અને નલને જાણું. દેવનાં ચિહ્ન સ્થવિરથી[5] સાંભલ્યાં હતાં તે-માંનું એકે આમનામાં લક્ષાતું નથી. એમ બહુધા પુનઃ પુનઃ વિચારી દમયન્તીએ નિશ્ચય કર્યો કેઃ—દેવોનું શરણ[6] લેવાનો જ આ પ્રાપ્ત કાલ છે. પછી દેવ પ્રતિ મનથી અને વાણીથી નમ-સ્કાર કરી, અંજલિ સહિત કંપતી દમયન્તી બોલી કેઃ—

'હંસોનાં વચન શ્રુણીને જેમ મેં પતિત્વમાં નૈષધને વર્યા[7] છે. તે સત્યવડે તે નલને દેવો મને દેખાડો. વાણીથી અને મનથી

---

૧ અવિનાશી, અબાધ. ૨ સુન્દર મધુર છે મુખ જેનું એવી. ૩ જેનો સંકલ્પ (મારાવિષે) ગયો છે એવી. ૪ નામ ગુણનું ઉચ્ચારણ. ૫ વૃદ્ધ. ૬ આશ્રય. ૭ પસંદ કર્યા છે.

જે પ્રમાણે હું ચલી નથી તે સત્યવડે તે નલને જ દેવો મને દેખાડો. દેવોએ જ જેમ, નિષધાધિપને મારા ભર્તા, વિહિત કર્યા છે, તે સત્યવડે તેને જ દેવો મને દેખાડો. નલના આરાધન સારૂ જેમ આ વ્રતનો આરંભ મેં કર્યો છે, તે સત્યવડે દેવો મને તેને જ દેખાડો. લોકપાલ દેવો પોતાનું જ રૂપ ધારણ કરો, જેથી હું પુંણ્યશ્લોક નરાધિપ નલને જાણું.'

(સત્ય ઉપર પૂર્ણ વિશ્વાસવાલી) દમયન્તીનાં આવાં કરુણ વચન સાંભલીને અને તેનો સત્ય નિશ્ચય, અને નલ ઉપરિ તેનાં વિશુદ્ધ બુદ્ધિ, અનુરાગ, અને ભક્તિ જોઈ દેવોએ કહ્યા પ્રમાણે સ્વલિંગ ધારણ કર્યાં. એટલે અસ્વેદ[1], સ્તબ્ધલોચન[2], હૃષિતસ્રક્[3], રજોહીન[4], અને [5]પૃથિવીને સ્પર્શ કર્યાવિના રહેલા, એવા દેવોને દમયન્તીએ દીઠા. તે ઉપરથી છાયાવાન્, નિમેષવાન્ અને ભૂમિપર ઉભેલા નલ વર્તાયા, એટલે તે ભૈમી દમયન્તી ધર્મવતે પુણ્યશ્લોક નલને વરતી હવી. અને લજ્જમાના દમયન્તી [6]વસ્રાન્તને ઝાલીને પરમશોભના વરમાલા નૈષધના કંઠમાં આરોપતી હવી. ત્યાં સહસા, 'હાહા, તથા સાધુ સાધુ' એવા શબ્દો, દેવોએ, મહર્ષિએ અને નરાધિપોએ કહ્યા, અને નલની પ્રશંસા કરી. પ્રહૃષ્ટ અન્તરાત્માવતે નલ પણ દમયન્તીને આશ્વાસતા હવાઃ—

"यत्त्वं भजसि कल्याणि पुमांसं देवसंनिधौ ।
तस्मान्मां विद्धि भर्तारमेतत्ते वचने रतम् ॥५७।२१॥
यावच्च मे धरिष्यन्ति प्राणा देहे शुचिस्मिते ।
तावत्त्वयि भविष्यामि सत्यमेतद्‌ब्रवीमि ते ॥५७।२२॥

'હે કલ્યાણિ! દેવોની સંનિધિમાં જે (પ્રેમના કારણ)થી તું મનુષને ભજે છે–(મને વરેછે)–તે જ (પ્રેમના કારણ)થી તારા વચનમાં રત એવો ભર્તા મને જાણ. હે [7]શુચિસ્મિતે! જ્યાં સુધી

૧ પરસેવાવિનાના. ૨ આંખ જેની મીંચાતી નથી એવા. ૩ કરમાય નહિ એવા હારવાલા. ૪ રજ–ધૂલિવિનાના. ૫ ભૂમિથી ઉંચા. ૬ વસ્રના છોડાને. ૭ શુભંકર વા શૃંગારરસમાં વર્ણવા પ્રમાણે ઉજ્જવલ હસવું છે જેનું એવી.

મારા દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી હું તારી સમીપે રહીશ. તને હું એ સત્ય કહું છું.'

દમયન્તીએ પણ એવી જ વાણીથી અભિનન્દન કર્યું. લોકપાલ દેવો સર્વે પ્રસન્ન થયા અને **નલને** અષ્ટ વરદાન આપ્યાં. ઇન્દ્રે, યજ્ઞમાં પ્રત્યક્ષ દર્શન, અને અનુત્તમા ગતિ, એ બે વર આપ્યા. અગ્નિએ, જ્યાં **નલ** ઇચ્છે ત્યાં આત્મભવ,[1] અને સ્વપ્રભાજેવા લોક, એ બે વર દીધા. યમે, અન્નરસ, અને ધર્મવિષે પરમસ્થિતિ, એ બે વર આપ્યા. વરુણે, જ્યાં **નલ** ઇચ્છે ત્યાં જલનો ભાવ-ઉત્પત્તિ, અને ઉત્તમ ગન્ધવતી માલા, એ બે વર દીધા. એ રીતે વર આપી દેવો સ્વર્ગે ગયા. બીજા રાજાઓ પણ આવ્યા હતા તેમ ગયા. પછી પ્રસન્ન **ભીમે** દમયન્તી અને **નલનો** વિવાહ કર્યો. નારીરત્નને પામીને **નલ** સ્વનગર ગયા. અતીવ મુદિત[2] **નલરાજા**, ધર્મવડે પ્રજાને પાલીને રંજન કરતો હવો. નહુષરાજાના પુત્ર યયાતિની પેઠે તેણે અશ્વમેધ યજ્ઞ પણ કર્યો, અને બીજા પણ બહુ યજ્ઞ, આપ્તદક્ષિણાસહિત કર્યા. **નલને** દમયન્તીથી ઇન્દ્રસેન સુતની અને ઇન્દ્રસેના કન્યાની પ્રાપ્તિ થઈ. એ રીતે યજ્ઞ કરતાં અને વિહાર કરતાં [3]વસુધાધિપતિ [4]વસુસંપૂર્ણ વસુધાનું રક્ષણ કરતો હવો. (અ. ૫૭)

(દમયન્તીને વરવાની આશાએ કલિનું આવવું.)

ઇન્દ્રાદિ દેવોએ પાછા જતાં, **દ્વાપરને** કલિસહિત આવતો દીઠો. ત્યાં કલિને પૂછ્યું કે,–'ક્યાં જાઓછો?' કલિ કહે કે;–'દમયન્તીના સ્વયંવરમાં જઇ તેને વરીશ. મારૂં મન તેનામાં ગયું છે.' ઇન્દ્રે હસીને કહ્યું કે:–'તે સ્વયંવર તો નિવૃત્ત થયો. અમારી સમીપ જ દમયન્તી **નલને** વરી.' એ સાંભળી કોપયુક્ત થઈ કલિએ દેવોને કહ્યું કે:–'દેવને મૂકી માનુષને વરી માટે તેને દંડધારણ[5] કરવો ન્યાય્ય[6] છે.' દેવોએ કહ્યું કે:–'અમારી અનુજ્ઞાથી જ દમયન્તી **નલને** વરી છે. સર્વગુણસંપન્ન **નલનૃપનો** આશ્રય કઇ સ્ત્રી ન કરે? જે **નલ** અખિલ ધર્મ જાણે છે અને યથાવત્ વ્રત આચરે છે; ચારે વેદ અને પાંચમા આખ્યાનનું[7] જેણે અધ્યયન કરેલું

૧ પોતાનું–અગ્નિનું ઉત્પન્ન થવું. ૨ ઇચ્છેલી વસ્તુ મળ્યાથી આનંદ પામેલ. ૩ પૃથિવીપતિ. ૪ ધન, રત્નથી ભરેલી. ૫ શિક્ષા સહેવી. ૬ ન્યાયપ્રમાણે. ૭ ઇતિહાસાદિ.

છે; જેના ગૃહમાં યજ્ઞવિષે ધર્મથી દેવોને નિત્ય તૃપ્ત કરવામાં આવે છે; જે અહિંસક, સત્યવાદી અને દૃઢવ્રત છે; જેનામાં દાક્ષ્ય,[૧] ધૃતિ,[૨] જ્ઞાન, તપ,[૩] શૌચ,[૪] દમ,[૫] શમ[૬] ધ્રુવ[૭] રહી વસે છે.

"एवंरूपं नलं यो वै कामयेच्छपितुं कले।
आत्मानं स शपेन्मूढो हन्यादात्मानमात्मना" ॥ ११ ॥

'હે કલે! એવા સ્વભાવના નલને જે શાપ દેવા ઇચ્છે, તે મૂઢને પોતાને જ તે શાપ લાગે. અને તે પોતાની મેલે જ પોતાને હણે.' એવા ગુણવાનને જે શાપ દે તે અગાધ નરકમાં બુડે છે.'

એમ વદીને દેવો જતાં, કલિ દ્વાપરને કહે છે કેઃ–'કોપ સહન કરવા હું શક્તિમાન્ નથી. હું નલવિષે વસીશ તેને રાજ્યથી ભ્રષ્ટ કરીશ. તે દમયન્તી સંગે રમી શકશે નહિ. તમે પણ 'અક્ષમાં[૮] પેશી મને સાહાય્ય કરો.' (અ. ૫૮.)

(અપવિત્ર રહેતાં તે માર્ગે કલિનો પ્રવેશ અને તેથી દ્યૂત રમવું.)

દ્વાપર સાથે એમ સમય[૯] કરીને કલિ જ્યાં નલરાજા હતા ત્યાં આવ્યો; અને નલમાં અન્તર (છિદ્ર) જોવા ઇચ્છતો બાર વર્ષ સુધી ત્યાં રહ્યો. પણ કંઇ પણ છિદ્ર મલ્યું નહિ. અન્તે એક પ્રસંગે અશૌચ પછી પગનું શૌચ કર્યા વિના તે સંધ્યા ઉપાસતો હતો. ત્યાં કલિએ પ્રવેશ કર્યો. પછી ત્યાંથી પુષ્કરના સમીપે ગયો, અને તેને કહ્યું કેઃ—'નલ સાથે તું દ્યૂત રમ. તેમાં મારા સાહાય્યથી તું નલને જીતી નિષધ રાજ્યને પામ'. તેથી પુષ્કર નલને ત્યાં આવ્યો. કલિ તેનો શ્રેષ્ઠ પાશો થયો. પુષ્કરે વારંવાર અક્ષદ્યૂત રમવાનું નલને દમયન્તી સમક્ષ કહેવા માંડ્યું. અન્તે નલે તેમ કરવા માન્ય કર્યું. કલિના આવેશથી તે દ્યૂતમાં નલ જીતાવા માંડ્યો. કોઇ સુહૃદો તેનું નિવારણ કરવા શક્તિમન્ત ન

---

૧ નિત્ય ઉત્સાહ. ૨ વાણી, મન, અથવા કાયને ક્ષોભ કરનાર ઉત્પન્ન થતાં, તેને રોકવા યત્ન કરે એ મનોધર્મ–ધૈર્ય. ૩ સ્વધર્મનિષ્ઠા. ૪ બાહ્યની–શરીરાદિની અને અંતરની–મનોભાવાદિની શુદ્ધિ. ૫ ચક્ષુરાદિ બાહ્યેંદ્રિયનો નિગ્રહ. ૬ મનનો નિગ્રહ. ૭ નિશ્ચલ. વિઘ્નથી પણ બાધ ન પામતા. ૮ રમવાના પાસામાં. ૯ સંકેત, કરાર.

થયાં. પછી મંત્રી સહિત સર્વે પૌરજન[1] આતુર રાજાને નિવારવાને આવ્યાં. પછી સૂતે આવીને દમયન્તીને નિવેદન કર્યું કે,–'કાર્યવન્ત પૌરજનો દ્વારે ઉભા છે. નલરાજાને નિવેદન કરો કે, ધર્માર્થદર્શી રાજાના વ્યસનને[2] રાજભક્તિવાલી સર્વે પ્રકૃતિ[3] સહન કરી શકતી નથી.' દુઃખથી કર્શિત વિલપતી દમયન્તીએ તે પ્રમાણે નલને નિવેદન કર્યું. પણ રાજા કંઈ બોલ્યો નહિ. પછી તે સર્વે મંત્રી અને પુરવાસી–[4]'આ નથી',–એમ માની ઘેર ગયા. બહુમાસ સુધી નલ–પુષ્કરનું દ્યૂત ચાલ્યું અને નલ જીતાતો ગયો. (અ. ૫૯)

(દમયન્તી બાલકોને મોસાલ મોકલે છે.)

ઉન્મત્ત અને દ્યૂતમાં જ ગતચેતા પુણ્યશ્લોક નલને દેખીને દમયન્તી ભય તથા શોક પામી. નલનું સર્વસ્વ હરણ થયેલું જોઇને, તેનું પ્રિય કરવા ઇચ્છતી દમયન્તી, બૃહત્સેના નામે ધાત્રી,[5] કે જે—અનુરક્તા, સર્વાર્થે કુશલા, અને સુભાષિતા હતી તે–પ્રતિ બોલી કેઃ—'જા, અને નલના શાસનથી[6] અમાત્યોને અહિં આણ. અને જે દ્રવ્ય ગયું અને જે અવશિષ્ટ રહ્યું તે કહે.' એ પ્રમાણે કહેથી મંત્રીઓ બીજી વાર આવ્યા. પરન્તુ તે વારે પણ નલે કંઈ લક્ષ આપ્યું નહિ. દમયંતી લજ્જા પામી પાછી વલી. નલના પરાઙ્મુખ[7] પાશા પડે છે તથા નલનું સર્વસ્વ હરાયું એમ સાંભળી દમયન્તીએ ધાત્રી બૃહત્સેનાને ફરી કહ્યું કેઃ—'મહત્ કાર્ય આવી પડયું છે. સૂત વાર્ષ્ણેયને અહિં અણાવ.' તે આવતાં દેશકાલજ્ઞા અને અનિન્દિતા દમયન્તીએ તેને કહ્યું કેઃ—'જેમ જેમ પુષ્કરથી રાજા જીતાય છે તેમ તેમ તેઓને દ્યૂતમાં રાગ વધે છે. જેમ પુષ્કરના પાશા વશવર્તી[8] પડતા જાય છે તેમ નલનું પાશામાં વિપર્યય[9] દેખાય છે. મોહિત નલ સુહૃદ્દનાં સ્વજનનાં તેમ મારાં પણ વાક્ય સાંભળતા નથી. તેમાં મારાં વચનને અભિનન્દતા નથી, તેમાં હું મહાત્મા નલનો દોષ છે, એમ માનતી નથી. તમને શરણ હું આવી છું. વિનાશની શંકા થાય છે. માટે નલના મનો-

---

૧ પુરના લોકો. ૨ દુઃખ. ૩ પ્રજા. ૪ અર્થાત્ હવે એ આગળ જેવા નથી. હવે વિનાશ થશે. ૫ ઉપમાતા, ધાવ. ૬ આજ્ઞા. ૭ ઉલટા મહોના, વિરુદ્ધ. ૮ અધીન, ઇચ્છા પ્રમાણે. ૯ ઉલટું.

વેગી અશ્વોને જોડીને આ બે-કુમારી અને કુમારને (પિતા ભીમના) કુણ્ડિન નગરમાં લઈ જાવ. બંને બાલકને તથા રથાદિને મારાં જ્ઞાતિમાં[1] મૂકીને આપ ત્યાં વસજો વા ગમે ત્યાં જજો.' નલના સારથિ વાર્ષ્ણેયે નલના મુખ્ય અમાત્યોને દમયન્તીનાં વાક્યો નિવેદન કર્યાં અને તેમની સાથે નિશ્ચય કરી આજ્ઞા લઈ અતિદુઃખિત વાર્ષ્ણેય વિદર્ભદેશમાં ગયો. ત્યાં બાલકો આદિને મૂકીને ભીમરાજાની આજ્ઞા લઈ તે અયોધ્યા નગરી પ્રતિ ગયો; અને ત્યાંના ઋતુપર્ણરાજાને ત્યાં સારથિ થઈ રહ્યો. (અ. ૬૦)

(નલ દમયન્તીનું નગર છોડી જવું.)

નલનું રાજ્ય આદિ સર્વ પુષ્કરે દ્યૂતમાં હરી લીધું અને પછી હસીને બોલ્યો કેઃ—'દ્યૂત ચલાવો, પરન્તુ તમારા પ્રતિપણમાં[2] શું છે? દમયન્તીનો 'પણ' રહ્યો છે. તમારૂં મન માને તો તે મૂકો.' એમ કહેતાં ક્રોધવડે નલનું હૃદય ફાટી જતું ન હોય તેમ થયું, પણ કંઈ પણ બોલ્યા વિના પોતાનાં સર્વ ગાત્ર ઉપરથી ભૂષણો દૂર કરી વિપુલશ્રીનો ત્યાગ કરી સુહૃદોના શોકને વધારતો નલ એક વસ્ત્ર પહેરી ત્યાંથી નીકળી ગયો. દમયન્તી પણ એક વસ્ત્ર પહેરી તેની પાછળ ગઈ. તે બંને ત્રણ રાત્રિ નગરબાહ્ય વસ્યાં. પુષ્કરે પુરમાં ઘોષ[3] કરાવ્યો કે,—'જે કોઈ નલ પાસે જશે તે વધ્ય[4] થશે.' તેથી પુરના લોકો તેનો સત્કાર કરી ન શક્યા. માત્ર જલના ઉપર જ રાજા રહ્યો. ક્ષુધાથી પીડાતો રાજા ફલ મૂલ શોધવા સારૂ ત્યાંથી નિઃસર્યો. દમયન્તી પણ તેની પાછલ ચાલી. કેટલેક દિવસે સુવર્ણસમી પાંખવાલાં કેટલાંક શકુન (પક્ષી) દીઠાં. નલે ધાર્યું કે એ મારૂં ભક્ષ છે. પછી તેમના ઉપર પોતાનું વસ્ત્ર નાખ્યું. તે વસ્ત્ર લઈ સર્વે પક્ષી ઉડી ગયાં. ભૂમિ ઉપર પછી નલને નગ્ન, દીન, અને અધોમુખ જોઈ ઉડતાં પક્ષી બોલ્યાં કેઃ— 'હે દુર્બુદ્ધે! અમે તે અક્ષ છિયે. તારૂં વસ્ત્ર હરવાને આવ્યા હતા. તું વસ્ત્રસહિત જાય એપણ અમને ગમતું ન હતું.'

એમ થયા પછી દમયન્તી પ્રતિ નલ બોલ્યા કેઃ—'જેઓના પ્રકોપથી હું ઐશ્વર્યથી ભ્રષ્ટ થયો અને દુઃખિત અને ક્ષુધાન્વિત

---

૧ પિતાને ત્યાં, સગાંવાલાંમાં. ૨ હોડ; શરતમાં મૂકવાનું દ્રવ્ય. ૩ સાદ કરાવ્યો. ઢંઢેરો પીટાવ્યો. ૪ વધ કરવા-મારી નાંખવા યોગ્ય.

છતાં પ્રાણયાત્રા[1] થતી નથી, તેઓએ પક્ષી થઈ મારૂં વસ્ત્ર હરી લીધું છે. પરમ વૈષમ્ય[2] પામેલો, તારો ભર્તા, હું આત્માના હિતનાં આ વચન કહું છું તે સાંભલ. અવન્તી અને ઋક્ષવાન્ પર્વત ઉલ્લંઘીને આ માર્ગો દક્ષિણમાં જાય છે. આ વિન્ધ્ય પર્વત છે. પછી [3]સમુદ્રગા પયોષ્ણી નદી છે અને મહર્ષિઓના બહુ મૂલફલાન્વિત આશ્રમો આવશે. વિદર્ભદેશનો પણ એ જ પંથ છે અને તે કોશલ દેશ પણ જાય છે.'

દમયંતી ઉત્તર દેછે કેઃ—'આપના સંકલ્પનું ચિન્તન કરતાં મારૂં હૃદય કંપે છે અને મારાં અંગ નરમ થઈ જાય છે. જેનું રાજ્ય હરાયલું, જેનું દ્રવ્ય હરાયલું, વસ્ત્ર વિનાના, ક્ષુત્તૃષાન્વિત[4] એવા આપને નિર્જન વનમાં મૂકીને હું કેમ જઈ શકું. મહારાજ! ઘોરવનમાં તે (પૂર્વના) સુખનું સ્મરણ કરતા શ્રાન્ત[5] અને ક્ષુધાર્ત્ત એવા આપની ગ્લાનિનો હું નાશ કરીશ. વૈદ્યોનું મત છે કે,–'સર્વ દુઃખમાં ભાર્યા સમાન કોઈ પણ ઔષધ નથી જણાતું એ આપને સત્ય કહુંછું.'

"न च भार्यासमं किञ्चिद्विद्यते भिषजां मतम् ।
औषधं सर्वदुःखेषु सत्यमेतद्ब्रवीमि ते " ॥ २९ ॥

નલ ઉત્તર દેછે કેઃ–

"एवमेतद्यथात्थ त्वं दमयन्ति सुमध्यमे ।
नास्ति भार्यासमं मित्रं नरस्यार्तस्य भेषजम् ॥ ३० ॥
न चाहं त्यक्तुकामस्त्वां किमलं भीरु शंकसे ।
त्यजेयमहमात्मानं न चैवं त्वामनिन्दिते " ॥ ३१ ॥

'હે સુમધ્યમે[6] દમયન્તિ! તું કહે છે તેમ જ છે. દુઃખી નરને ભાર્યાસમાન મિત્ર કે ઔષધ કંઈ નથી. હું તને ત્યજવાને ઇચ્છતો નથી. હે ભીરુ[7]! શા સારૂ તું શંકા કરે છે. હે અનિન્દિતે! હું આત્માને ત્યજું પણ એમ તને ન ત્યજું.'

---

૧ ભોજન, ખાવાપીવાનું. ૨ સંકટ, વિલક્ષણતા. ૩ સમુદ્રમાં જનારી તાપી નદી. ૪ ભુખ તરશવાલા. ૫ થાકેલા. ૬ સારી સિંહના જેવી પાતલી કેડવાલી. ૭ ભયશીલ.

દમયન્તી કહે કેઃ—'મહારાજ! ત્યારે મને વિદર્ભદેશનો પંથ શા સારૂ દેખાડો છો. હું જાણું છું કે આપ મને ત્યજો એવા તો નથી. પણ વારંવાર મને પંથ બતાવો છો તે નિમિત્તથી મારો શોક વધારો છો. જો આપનો એમ અભિપ્રાય હોય કે જ્ઞાતિ પ્રતિ જવું, તો આપણે ઉભય જઇએ. હે માનદ! આપને વિદર્ભરાજા પૂજશે અને તેથી ગૃહમાં સુખે વસશો.' (અ. ૬૧)

નલ કહેછે કેઃ—'તારા પિતાનું રાજ્ય તે મારૂં જ છે એમાં સંશય નથી. પરન્તુ ત્યાં તો હું જનાર જ નથી. સમૃદ્ધિમાન્ અને તારા હર્ષનો વિવર્ધન[1] હું તહિં ગયેલો તે, ભ્રષ્ટ થયેલો તારા શોકનો વિવર્ધન, તહિં કેમ જાઉં!'

અર્ધ વસ્ત્રે વિંટાયલી દમયન્તીને વારંવાર એમ કહીને નલ સાન્ત્વન કરતો હવો. એક વસ્ત્રે બંને વિંટાયલાં, અહિં તહિં અથડાતાં, ક્ષુધાતૃષાએ શ્રાંત એક વિશ્રામ આગળ આવી પહોચ્યાં. ત્યાં મહીતલ ઉપર બેઠાં; અને પછી મલિન, વિકટ[2] અને વિવસ્ત્ર[3] નલ, દમયન્તી સહિત, ધરણીતલ ઉપર સુઈ ગયો,—સહસા દુઃખમાં આવી પડેલી સુકુમારી દમયન્તી તો નિદ્રાવશ થઈ ગઈ.

(વનમાં દમયન્તીનો ત્યાગ.)

પરન્તુ શોકથી મથિત થઈ ગયેલા અન્તઃકરણનો નલરાજા સુઈ શકયો નહિ. નલને રાજ્યનું હરણ, સુહૃદોનો ત્યાગ, આદિના બહુ વિચાર આવવા માડ્યા. 'આમ કરીશ તો મને શું થશે, આમ નહિ કરૂં તો મને શું થશે; શું મારે મરણ શ્રેય છે વા જનનો પરિત્યાગ શ્રેય છે? આ (દમયન્તી) મને અનુરક્તા જ છે, મારે લીધે જ તે દુઃખ પામે છે. મારો વિયોગ થયે કદાચિત્ સ્વજન પ્રતિ જશે; મારી સમીપે એ અનુવ્રતા[4] નિઃસંશય દુઃખ પામશે. તોપણ ત્યાગમાં સંશય છે; કવચિત્ સુખ પણ તેને મલે.'—એમ પુનઃ પુનઃ વિચારી બહુ પ્રકારે નિશ્ચય કરી દમયન્તીનો [5]ઉત્સર્ગ નલે શ્રેય માન્યો; અને વિચાર્યું કેઃ—એ

---

૧ વધારો કરનાર. ૨ વિકાર પામી ગયેલા; વા સાદડી પણ પાથરવા નહિ એવો. ૩ વસ્ત્રવિનાનો ૪ તેની પ્રમાણે વર્તનાર, તે ખાય તો ખાય અને પીએ તો પીએ. ૫ મૂકીને જવું, ત્યાગ.

પતિવ્રતા, યશસ્વિની, મહાભાગાને એના તેજને લીધે માર્ગમાં કોઈ પણ બાધ કરી નહિ શકે. કલિના પ્રતાપથી નલને એવી–દમયન્તીના વિસર્જન વિષે–બુદ્ધિ થઈ. પોતાનું અને તેનું એક જ વસ્ત્ર હતું તેને, પોતાની પ્રિયા જાણે નહિ એવી રીતિએ, કાપવું એવા વિચારમાં નલે ત્યાં ફરવા માડ્યું. ત્યાં એક ઉઘાડું ખડ્ગ દીઠું, તેવતે અર્ધ વસ્ત્ર કાપી તે ખડ્ગને દૂર નાખી દીધું. અને દમયન્તીને સૂતી મૂકીને નલ દોડી ગયો. પણ વલી ત્યાં પાછો આવી દમયન્તીને દેખી નિષધાધિપ નલ રોદન કરવા લાગ્યો કે,–'જે મારી પ્રિયાને પૂર્વે વાયુ કે આદિત્ય પણ જોઈ શકતા ન હતા તે આજ અનાથવત્ ભૂમિમાં સૂતી છે. આ કાપેલા વસ્ત્રથી વિંટાયલી જ્યારે જાગશે ત્યારે તેનું શું થશે! આ ઘોર વનને વિષે મારાથી રહિત એકલી સતી કેમ રહી શકશે! હે મહાભાગે! આદિત્ય, વસુઓ, રુદ્રો, મરુદ્ગણ સહિત બે અશ્વિનો તને રક્ષો. તું ધર્મવતે સારી રીતે વિંટાયલી છું.'

"धर्मेणासि समावृता" ॥ २४ ॥

(અર્થાત્ ધર્મ જ એનો મહાસમર્થ રક્ષક છે). એમ કહી નલ ચાલી જવાનો પ્રયત્ન કરે છે; પણ કલિથી આકર્ષાતો નલરાજા વારંવાર જાયછે અને વલી સૌહૃદથી[1] આકર્ષાતો તે વિશ્રામ આગલ પાછો આવે છે. તે દુઃખિતનું હૃદય દ્વિધા જેવું થયું. હિંદોલાની પેઠે વિશ્રામ પ્રતિ વારંવાર આવાગમન તેણે કરવા માડ્યું. અન્તે કલિથી આકૃષ્ટ મોહિત નષ્ટાત્મા દુઃખિત નલ કરુણાજનક બહુ વિલપીને શૂન્ય વનમાં તે ભાર્યાને એકલી મૂકી જતો હવો. (અ. ૬૨)

(વલવલતી દમયન્તીનું વનમાં ભ્રમવું અને અજગરથી ગળાવું.)

નલ ગયા પછી દમયન્તી ત્રાસ પામી જાગી ઉઠી. ભર્તાને ન દેખતાં શોક–દુઃખયુક્તા થઈ,—'મહારાજ! મહારાજ!' એમ ઉચ્ચ સ્વરે પોકારવા લાગી. 'હા નાથ! હા મહારાજ! હા સ્વામિન્! શું મને ત્યજો છો! હું હતા[2] છું, વિનષ્ટા[3] છું, આ વિજન વનમાં ભીતિ પામું છું. આપ ધર્મજ્ઞ અને સત્યવાદી છો, તો તેવું સત્ય કહીને મને સૂતી મૂકી કેમ જાઓ છો. કશો અપકાર ન

---

૧ ત્યાગ સહન ન થઈ શકે એવો પ્રીતિભાવ. ૨ હણાયલી. ૩ નાશ પામેલી.

કરે એવી દક્ષા[1] અને અનુવ્રતા ભાર્યાને ત્યજી કેમ જાઓ છો ! દેવોના સન્નિધિમાં પૂર્વે જે વાણી કહી છે તે સત્ય દર્શાવવા આપ શક્તિમાન્ છો. હે પુરુષર્ષભ ! જ્યારે તારાથી ત્યજાયલી કાન્તા ક્ષણ પણ જીવે છે (ત્યારે લોકમાં કથન છે તે ખરૂં છે કે) મર્ત્યોને[2] અકાલે મૃત્યુ લઈ જતો નથી.'

"नाकाले विहितो मृत्युर्मर्त्यानां पुरुषर्षभ ।
यत्र कान्ता त्वयोत्सृष्टा मुहूर्तमपि जीवति*" ॥ ७ ॥

આવડો બધો આ પરિહાસ[3] બહુ થયો. હું બહુ બીની ગઈછું. ઈશ્વર! આપ દેખાઓ. આવી અવસ્થા પામેલી વિલપન્તીની મારી પાસે આવી આશ્વાસતા નથી એ નૃશંસતા[4] છે. આત્માને (પોતાને) કે બીજા કશાને પણ હું શોચતી નથી. એકલા આપનું શું થશે, એ, હે નૃપ ! હું શોચુંછું. સાયાહ્ને વૃક્ષમૂલવિષે, તૃષિત; ક્ષુધિત, શ્રમકર્ષિત, મને ન દેખતા એવા આપ કેવા થશો !

"न शोचाम्यहमात्मानं न चान्यदपि किंचन ।
कथं नु भवितास्येक इति त्वां नृप शोचिमि ॥ ११ ॥
कथं नु राजंस्तृषितः क्षुधितः श्रमकर्षितः ।
सायाह्ने वृक्षमूलेषु मामपश्यन्भविष्यसि " ॥ १२ ॥

તીવ્રશોકથી પીડિત અને પ્રદીપ્તા રોતી દમયન્તીએ અહિં તહિં ધાવા માંડ્યું. વારંવાર ઉભી થાય અને પડે. પછી નિઃશ્વાસ નાખી પતિવ્રતા બોલી કેઃ–' જેના [5]અભિશાપથી દુઃખાર્ત નલ દુઃખ ભોગવે છે તે ભૂતને અમારાથી અધિક દુઃખ થજો.' એમ વિલપન્તી અને શોચન્તી અને ધાતી દમયન્તી એક મહાકાય[6] અજગર પાસે સહસા આવી પડી. તેણે તેને ગ્રહી. અજગરથી ગલાતી અને શોકમાં બુડેલી દમયન્તી તે સમયે પણ–' જેવી રીતે નલને શોચે છે તેવી રીતે પોતાને શોચતી નથી.'

"नात्मानं शोचति तथा यथा शोचति नैषधम् " । २२.

---

૧ જાણવાનું અને કરવાનું આવતાં તે પ્રમાણે જાણવા અને કરવા જે સમર્થ એવી, ચતુર, ડાહી. ૨ મરવાયોગ્ય, પ્રાણિમાત્ર.

*ગીતિ. { મનુષ મરણ યોગ્ય જ પણ, મૃત્યુ અકાલે કદા ન લે, વિનવે,
નહિ તો, હે પુરૂષોત્તમ ! તેં ત્યજી સતી તે પલ પણ કયમ જીવે ? }

૩ મશકેરી. ૪ ક્રૂરતા. ૫ ખોટા દ્વેષ. ૬ જેનું શરીર મહોટું છે એવો.

અને બોલે છે કેઃ—'હા નાથ! અહિં આ વિજન વનમાં અનાથવત્ ગ્રાહથી–અજગરથી–ગ્રસાતી મજ પ્રતિ આપ કેમ ધાતા નથી! પાપથી મુક્ત થયે, બુદ્ધિ ધન આદિ ફરી પામેથી, મને સંભારીને આપનું શું થશે?' ઈત્યાદિ વિલપે છે એટલામાં ત્યાં ફરતો કોઈ મૃગવ્યાધ[1] આવ્યો. તેણે શસ્ત્રવડે અજગરને મુખથી કાપી દમયન્તીને મૂકાવી; અને જલવતે પખાલી આશ્વાસના કરી. પછી તેણે પૂછતાં વિતેલું સર્વ કહ્યું. સુકુમારી દમયન્તીને જોઇને તે વ્યાધ કામને વશ થયો. પતિવ્રતા દમયન્તીના સમજ્યામાં તે આવ્યું, એટલે તેને તીવ્ર રોષ થયો. તે દુર્ધર્ષા[2] અને દીપ્ત અગ્નિની શિખા જેવી દમયન્તી ઉપર જેવો તે પાપમતિ ક્ષુદ્ર બલાત્કાર કરવા જતો હતો તેવો તેણે શાપ દીધો કેઃ–'જેમ નલથી અન્યને મનથી પણ હું નથી ચિન્તતી, તેમ આ જેનું મૃગના ઉપર જીવન છે એવો ક્ષુદ્ર પ્રાણ વિનાનો થઈ પડો.'

"यथाहं नैषधादन्यं मनसापि न चिन्तये ।
तथायं पततां क्षुद्रः परासुर्मृगजीवनः" ॥ ३६ ॥

એ વચન કહેવાતાં જ, (વિદ્યુત્‌ના) અગ્નિથી બળેલું ઝાડ પડે તેમ તે મૃગજીવી પ્રાણ વિનાનો થઈ પડ્યો. (અ. ૬૩)

પછી દમયન્તીએ તે ભયંકર વનમાં ભમવા માડ્યું. તેજથી, યશથી, લક્ષ્મી[3]થી, અને પરમ સ્થિતિથી યુક્તા, પણ ભર્તાના દુઃખથી પીડિતા દમયન્તી તે દારુણવનમાં કશાથી બીની નહિ. અન્તે એક શિલાતલ ઉપર બેશી વિલપવા લાગી કેઃ–'હે નરશ્રેષ્ઠ! પુષ્કલદક્ષિણાયુક્ત અશ્વમેધાદિ યજ્ઞો કરી મારા વિષે મિથ્યા કેમ વર્તો છો! મારા સમક્ષ આપે જે વચન કહ્યાં અને હંસોએ આપના અને મારા સમીપ જે કલ્યાણ વચનો કહ્યાં છે તે સંભારો.

"चत्वार एकतो वेदाः सांगोपांगाः सविस्तराः ।
स्वधीताः मनुजव्याघ्र सत्यमेकं किलैकतः" ॥ १७ ॥

---

૧ પારધી, શિકારી. ૨ જે સહન થઇ શકે નહિ એવી, જેનો પરાભવ થાય નહિ એવી. ૩ શોભા.

'હે મનુજવ્યાઘ્ર! એક પાસ સારીરીત્યા અધ્યયન કરેલા અંગ અને ઉપાંગ સહિત સવિસ્તર ચારે વેદ અને એક પાસ એક સત્ય એ સમાન છે.' માટે મારીપાસે પૂર્વે કહેલું વચન સત્ય કરવા યોગ્ય છો. આ ઘોર વનમાં કેમ ભાષતા નથી. આ દારુણાકૃતિ વનરાજ સિંહ મને ભક્ષે છે, શું આપ મને રક્ષવા યોગ્ય નથી? આપ સદા કહેતા કે 'મારે તારાથી અન્ય કોઈપણ પ્રિયા નથી' તે ઋત (સાચુ) કરો.

"न मे त्वदन्या काचिद्धि प्रियास्तीत्यब्रवीः सदा" ।२१।

ઈચ્છાનારીને ઇચ્છાતા નાથ! વિલપન્તી પ્રતિ કેમ બોલતા નથી? આપના વિષયે હું કોને પૂછું? 'આ તે (નલ) છે,'—એવી મધુરા ગિરા કોની હું સાંભલીશ?'

પછી તે વનમાં એક સિંહને દેખી તેને સંબોધે છે કે:—'હે વનરાજ! તેં નલ દીઠા હોય તો મારૂં આશ્વાસન કર નહિ તો મને ખા અને આ દુઃખથી મૂકાવ્ય.' સિંહ તો ત્યાંથી નદી ભણી ચાલ્યો ગયો એટલે દમયન્તીએ તે અરણ્યના કેતુ[1] જેવા ગિરિરાજને કહ્યું કે:—'હે મહીધર! નમસ્તે. હું તમારે શરણ આવી છું. રાજપુત્રી, રાજાની સ્નુષા,[2] અને રાજાની ભાર્યા દમયન્તી છું. પુણ્યશ્લોક નલ ભર્તાને શોધતી અહિં આવી છું. આ વનમાં આપનાં શત શિખરોવડે[3] નલને દીઠા છે? એકલી વિલપન્તી મને, સ્વસુતા[4]ની પેઠે, વાણીથી આશ્વાસન કેમ નથી કરતા?'

(દમયન્તીનું ઋષિના આશ્રમમાં આવવું.)

પર્વતને એ રીતે કહી પછી તે ઉત્તર દિશા પ્રતિ જતી હવી. ત્રણ અહોરાત્ર[5] જતાં તે, વસિષ્ઠ, ભૃગુ, અત્રિ સમાન તપસ્વીથી શોભાયમાન એવા અરણ્યમાં આવી; અને તેમના આશ્રમમાં પ્રવેશ કર્યો તે તપોવૃદ્ધોને અભિવન્દી વિનયથી નમી ઉભી રહી. તે તાપસોએ 'સ્વાગત'[6] કહ્યું, અને યથાન્યાય તેની પૂજા કરી તપોધનોએ[7] કહ્યું કે,—'બેશ. અમે તારે અર્થે શું કરીએ એમ છે?'

---

૧ ધજા, પતાકા. ૨ પુત્રની વહુ. ૩ પહાડની ટોચો. ૪ પોતાની દીકરી. ૫ દિવસ રાત. ૬ ભલે પધારવું. ૭ તપ એ જ જેનું ધન છે એવા બ્રાહ્મણ.

દમયન્તી બોલી કેઃ—'તપવિષયે અગ્નિવિષયે સ્વધર્માચરણવિષયે કુશલ છે'? તેમણે ઉત્તર આપ્યું કેઃ—'ભદ્રે! કુશલ છે. પણ તું કોણ છે? અને શું કરવા ઇચ્છે છે? તારૂં પરમ રૂપ અને ધ્રુતિ[1] જોઈ અમને વિસ્મય થયો છે. શોચ મા. તું આ અરણ્યની દેવી છે કે કોણ છે? તે કહે.' દમયન્તી ઉત્તર દે છે કેઃ—'ના, આ અરણ્યની કે બીજાની દેવતા હું નથી. મને તમે માનુષી જાણો.' એમ કહી પોતાનો વૃત્તાન્ત વિસ્તારથી કહ્યો. અને અન્તે કહ્યું કેઃ—'જો કેટલાક દિવસમાં હું નલનૃપને નહિ જોઉં તો આ દેહના [2]વિમોચનવડે આત્માને શ્રેયની સાથે યોજીશ. તે પુરુષર્ષભ વિના જીવિતવતે મારે શો અર્થ છે?' સત્યદર્શી[3] તાપસોએ પછી તેને કહ્યું કેઃ—'તપવડે અમે તારૂં ભાવિ જોઇએ છિયે કે તું નૈષધને શીઘ્ર દેખીશ. સર્વ પાપથી મુક્ત ધર્મધારીમાં શ્રેષ્ઠ, સર્વસમૃદ્ધિમાન્, તે જ નગરનું રાજ્ય કરતા, દ્વેષીને ભયકર્તા અને સુહૃદના શોકનો નાશકર્તા એવા પતિને, હે કલ્યાણિ! તું દેખીશ.' એ પ્રમાણે કહીને તે સર્વે તાપસો અન્તર્ધાન પામી ગયા.

એ જોઇને વિસ્મિતા દમયન્તીને મહત્ આશ્ચર્ય થયું. તેને લાગ્યું કેઃ—'મેં તે આ સ્વપ્ન દીઠું કે શું.' પછી તે વિવર્ણવદનવતી[4] થઈ ગઈ અને બીજી ભૂમિ ઉપર ગઈ. ત્યાં તેણે અશોકવૃક્ષ દીઠો. તેને કહે છે કેઃ—'દમયન્તીના પ્રિયપતિ સુકુમાર નલને તેં આ વનમાં આવેલા દીઠા છે? હે પ્રિયદર્શન અશોક, મને વિશોકા[5] કર. હે અશોક, શોકનો નાશ કરનાર, અશોક એ સત્ય નામવાલો થા.' પછી તેની પ્રદક્ષિણા કરી અગાડી ચાલી. ત્યાં દારુણતર[6] દેશ આવ્યો; તેમાં અનેક વૃક્ષ, પર્વત, નદી, મૃગ, પક્ષી આવ્યાં; અને પછી એક મહાસાર્થ[7]ને નદી ઉતરતાં દીઠો, તેમાં દમયન્તી ગઈ. દમયન્તીની દુર્દશા જોઇ કેટલાક દોડી ગયા; કેટલાક ચિન્તા કરવા લાગ્યા, કેટલાક હસવા લાગ્યા, કેટલાક દયા કરવા લાગ્યા, અને કેટલાક પૂછવા લાગ્યા :—'હે કલ્યાણિ! તું કોણ છે, [illegible] છે અને આ વનમાં શું

---

શોધે છે? તું માનુષી છે, યક્ષી છે, રાક્ષસી છે, કે સુરાઙ્ગના છે? સર્વથા અમારૂં સ્વસ્તિ કર; અને અમારૂં જેમ શ્રેય થાય તેમ કર.' દમયન્તીએ તેઓને ઉત્તર આપ્યું કેઃ—'હું માનુષી છું. રાજાની સુતા છું. રાજાની સ્નુષા છું અને રાજાની ભાર્યા છું. ભર્તાના દર્શનની લાલસાંથી મહાભાગ નલને શોધતી ફરૂં છું. જો તમે જાણતા હો તો તે મારૂં પ્રિય મને કહો.' એ મહાસાર્થનો સાર્થવાહ[1] પ્રભુ શુચિ નામે હતો તેણે કહ્યું કેઃ—'હે કલ્યાણિ! હું સાર્થનો નેતા (નાયક) સાર્થવાહ છું. નલનામે મનુષ્ય મેં દીઠો નથી. તારા વિના આ મહાવનમાં બીજું કોઈ મનુષ્ય દીઠું નથી. યક્ષરાજ મણિભદ્ર[2] અમને પ્રસન્ન થાઓ.' દમયંતીએ પૂછ્યું કેઃ-'આ સાર્થ કયાં જાય છે?' સાર્થવાહે કહ્યું કેઃ—લાભને અર્થે અમે સત્યદર્શી ચેદિરાજ સુબાહુના દેશમાં જઇએ છિયે.' (અ. ૬૪)

(દમયન્તી સંઘસાથે જતાં વિઘ્ન અને પછી ચેદિદેશમાં જવું).

પતિની લાલસાવાળી દમયન્તી તે સંઘ સાથે જતી હવી. બહુ દિવસ જતાં વનમાં એક રમ્ય તડાગ[3] આવ્યું ત્યાં સાયંકાલે સર્વે વસ્યા. અર્ધરાત્ર સમયે ત્યાં હસ્તિનું યૂથ[4] પાણી સારૂ આવ્યું. સાર્થસાથેના ગ્રામ્યગજોને[5] જોઈ તે વનગજો વેગથી સામા દ્રોડયા. તેણે કરી માર્ગમાં સાર્થમંડલના સૂતેલા જન મર્દાવા માંડ્યા. તેઓ હાહાકાર કરવા લાગ્યા, અને શરણાર્થી થઈ નિદ્રાન્ધ તેઓ વનમાં ધાવા લાગ્યા. તેમાં કેટલાક હણાયા. એ ભયંકર વર્તમાન ચાલતું હતું તેવામાં ભયથી ત્રાસ પામેલી દમયન્તી જાગી ઉઠી; અને સાર્થના જનોનું કહેવું સાંભલ્યું કેઃ-'કોના કર્મનું આ ફલ! મણિભદ્રને તેમ જ વૈશ્રવણને[6] નહિ પૂજ્યા હોય અથવા પ્રથમ વિઘ્નકર્તાની પૂજા નથી કરી તેનું કે શકુનનું આ વિપરીત ફલ છે.' જ્ઞાતિ અને દ્રવ્ય વિનાના થઈ ગયેલા કેટલાક એમ પણ બોલવા લાગ્યા કેઃ—'ભયંકરી રાક્ષસી જેવી જે નારી આપણામાં આવી છે તેનું જ આ બધું પાપ છે. એ દુઃખદા કૃત્યકાને દેખિયે તો અવશ્ય મારવી.' એ આદિ દારુણ વાકય સાંભલી દમયન્તી મનમાં વિચાર કરે છે કેઃ—'અહો! મારાઉપર વિધિનો ભારે કોપ

૧ સંઘવી. ૨ કુબેર જેવો પ્રવાસીઓનો દેવ. ૩ તલાવ. ૪ જુથ, ટોલું. ૫ ગામના હાથીઓને, પાળેલા હાથીઓને. ૬ એક યક્ષ છે.

છે. કુશલ બંધાતું જ–નથી. કયા કર્મનું આ ફલ હશે! મન વાક્ કે કર્મવતે કોઈનું અણુમાત્ર પણ કિંચિત્ અશુભ કર્યું સાંભરતું નથી. નિશ્ચય જન્માન્તરનું જ મોટું પાપ આવી પડ્યું છે.'

"भर्तृराज्यापहरणं स्वजनाश्च पराजयः।
भर्त्रा सह वियोगश्च तनयाभ्यां च विच्युतिः ॥ ३४ ॥
निर्नाथता वने वासो बहुव्यालनिषेविते"।

ભ્રાતા, પિતા, પુત્ર, સખાદિનો શોકકર્તા શેષ રહેલા જનો બીજે દિને ત્યાંથી નીકલી ગયા. દમયન્તી શોચ કરવા લાગી કે:–'મેં કેવું દુષ્કૃત કર્યું છે! આ બહુજન હસ્તિયૂથથી હણાયા પણ હું દુઃખિતા તેનાથી ન મર્દાઈ તે મારા મંદભાગ્યથી. અપ્રાપ્તકાલ[1] નથી મરતો, એ વૃદ્ધોનું કહેવું સાંભળ્યું છે.'

"नाप्राप्तकालो म्रियते श्रुतं वृद्धानुशासनं" ॥ ३९ ॥

બાલભાવમાં પણ મેં કિઞ્ચિત્ પાપકર્મ કર્યું નથી. 'દૈવનું ન કરેલું એવું નરને કંઈ થતું નથી.'

"नह्यदैवकृतं किञ्चिन्नराणामिह विद्यते" ॥ ४० ॥

હું માનું છું કે સ્વયંવરમાં આવેલા દેવતાઓને નલને અર્થે મેં ગણ્યા નહિ, તેના પ્રભાવથી આ વિયોગને પામી છું.' એ આદિ વિલપી, હતશેષ[2] વેદપારગ બ્રાહ્મણોસાથે, શરદ્ઋતુની ચંદ્રલેખા જેવી તે દમયન્તી ચાલી. ચાલતી ચાલતી તે બાલા સાયાહ્ને ચેદિરાજ સુબાહુના પુરમાં આવી. કૃશા, દીના, છૂટા કેશવાલી, મલિના, અને ઉન્મત્તાના જેવી જતી તેને પુરવાસીઓએ જોઈ. કુતૂહલથી ગ્રામબાલકો તેની પાછલ જતાં. લોકોથી વિંટાયલી એવી દમયન્તીને રાજમાતાએ દીઠી. તેણે ધાત્રીને કહ્યું કે,–'જનોથી કલેશ પામતી તે શરણાર્થિની બાલાને મારી આગલ આણ.' જનોને વારીને ધાત્રીએ તેને ઉત્તમ પ્રાસાદતલમાં[3] આણી અને પૂછ્યું કે:–'આમ અસુખમાં છતે પણ [4]અભ્રમાં વિદ્યુત્ જેવી ભાસો છો. આપ કોણ છો અને કોનાં છો તે કહો. દમ-

---

૧ જેનો કાલ (મરણ) નથી આવ્યો તેવો જન. ૨ હણાતાં બાકી રહેલા. ૩ રાજમંદિર. ૪ વાદલમાં વિજલી.

યન્તી ઉત્તર દે છે કેઃ-'ભર્તાને અનુવ્રતા એવી હું સૈરન્ધ્રી[1] જાતિની અને ભુજિષ્યા[2] છું. ઇચ્છું ત્યાં વસનારી, ફલમૂલ ખાનારી, અને એકલી છું. જ્યાં સાયંકાલ થાય ત્યાં ગૃહ જેનું એવી છું. મારા ભર્તા અસંખ્યેય[3] ગુણવાન્ અને મને નિત્ય અનુવ્રત છે. ભક્તા એવી હું પણ છાયા સમાન તે વીરની અનુગતા[4] છું.

**"असंख्येयगुणो भर्ता मां च नित्यमनुव्रतः ।**
**भक्ताहमपि तं वीरं छायेवानुगता पथि" ॥ ५६।५७ ॥***

'દૈવ ઇચ્છાથી તેને દ્યૂતનો અતિપ્રસંગ થયો. તેમાં તે જીતાયા અને એકલા વનમાં ગયા. ઉન્મત્ત જેવા વિહ્વલ વીરભર્તાને આશ્વાસતી હું પણ વનમાં ગઈ. ત્યાં બહુ દિવસે મને નિર્દોષાને સૂતી મૂકીને ગયા છે. તે ભર્તાને શોધતી અને નિશદિન બલતી હું અમરતુલ્ય પ્રિય પ્રાણેશ્વર પ્રભુને દેખતી નથી.' એ આદિ બહુ વિલપન્તી અશ્રુપૂર્ણ નેત્રવાળીને જોઇને બહુ પીડિત થઈ રાજમાતા પોતે બોલ્યાં કેઃ—'કલ્યાણિ! મારામાં[5] વસ. તારામાં મારી પરમપ્રીતિ છે. મારા પુરુષો તારા ભર્તાને શોધશે. અથવા તે પોતે જ આવી ચડશે. અહિં વસતાં તું ભર્તાને પામીશ.' દમયન્તી બોલી કેઃ—'હે વીરપ્રજાયિની! સમયથી[6] હું વસી શકું છું. ઉચ્છિષ્ટ[7] ખાઉં નહિ, પાદધાવન[8] કરૂં નહિ, કોઈ અન્ય પુરુષો સાથે બોલું નહિ, જો કોઈ મને પ્રાર્થે તો તે પુરુષ આપનો દંડ્ય[9] થાય, એવું મારૂં વ્રત છે. ભર્તાની શોધસારૂ બ્રાહ્મણોને મલીશ. અહિં એમ કરી શકાય તો હું અસંશય આપની પાસે વસીશ.' રાજમાતા કહે કેઃ—'એ સર્વ કરીશ. દિષ્ટ્યા[10] તારૂં વ્રત એવું છે.' એમ કહી પોતાની સુનન્દાનામે દુહિતાને કહ્યું કેઃ—'આ દેવરૂપિણી સૈરન્ધ્રી છે. વયવડે તુલ્ય એવી આ તારી સખી થાઓ.' પછી સુનન્દા પોતાની સાથે દમયન્તીને લઈ ગઈ. (અ.૬૫)

---

૧ રાજકુમારીસાથે રહેનારી ઉચ્ચકામ કરનાર સ્ત્રી. ૨ હાથચાકર; અંતઃપુરમાં રહેનારી. ૩ ગણીશકાય નહિ એવા. ૪ પાછળ જનારી.

*ગીતિ. { અગણિતગુણી મજ સ્વામી, અનુકૂલ મુજને સદા જ જે નાથ.
હું પણ તે વીરને વશ, છાયાસમ સર્વ પંથ રહી સાથ.

૫ મારી સમીપે. ૬ શરત. ૭ ખાતાં રહેલું. ૮ પગ ધોવાનું કામ. ૯ શિક્ષા યોગ્ય. ૧૦ હર્ષ વા મંગલવાચક શબ્દ. સુભાગ્યે. અર્થાત્ એવું ઉચ્ચ વ્રત તેં ધારણ કર્યું છે એ બહુ વખાણવા યોગ્ય અને સુભાગ્યે છે.

( નલનો વૃત્તાન્ત. )

દમયન્તીને મૂક્યા પછી તે ગહન વનમાં નલે બલતો દાવ દીઠો. તેના મધ્યમાં કોઈક ભૂતનો[1] વારંવાર શબ્દ સાંભલ્યો કે:—'પુણ્યશ્લોક! નલ! ધાવ.' નલે અગ્નિમધ્યે પ્રવેશી–'બી મા' એમ કહ્યું. ત્યાં કુંડલી કરેલો નાગરાજ દીઠો. તેણે નલને કહ્યું કે–'હું કર્કોટક નાગ છું.' મહર્ષિ નારદે શાપ દીધો છે કે,–'જ્યાં સુધી નલ આવી, અહિંથી તને બીજે સ્થલે લઈ જાય, ત્યાં સુધી સ્થાવરની પેઠે અત્ર રહે.' માટે આપ મારૂં રક્ષણ કરો. હું આપનું શ્રેય ઉપદેશીશ. અને આપનો સખા થઈશ.' નલ તે નાગને દાવવિનાના દેશમાં લઈ ગયો, અને મૂકી દેવાનું કરતો હતો એવામાં કર્કોટક બોલ્યો કે:—'કેટલાંક પગલાં ગણતા હજી ચાલો, ત્યાં હું આપનું પરમશ્રેય કરીશ.' નલે એક, બે, એમ પગલાં ગણી ચાલવા માંડયું. ત્યાં દશમે પગલે દશ[2] એમ કહેતાં નાગ દશ્યો અને નલના રૂપમાં અન્તર પડી ગયું. નલ વિસ્મય પામી ગયો. ત્યાં કર્કોટકે કહ્યું કે:–'કોઈ ઓલખે નહિ તે સારૂ આપનું રૂપ મેં ઢાંકી દીધું છે. જેણે આપને મહત્ દુઃખથી વિવર્ણ કરી દીધા છે તે મારા વિષવડે દુઃખથી આપનામાં વસશે; અને તે જ્યાં સુધી આપને નહિ મૂકે ત્યાં સુધી તેનાં સર્વ ગાત્ર વિષવડે વિંટાઈ રહેશે. આપને કોઈ પણ દંષ્ટ્રિઓથી[3] કે શત્રુથી ભય નહિ થાય. અને એ વિષથી આપને પીડા થશે નહિ. સંગ્રામમાં પણ આપને સદા જય મળશે. અહિંથી 'હું બાહુક નામે સૂત છું' એમ બોલતા અયોધ્યાનગરી જ્યાં અક્ષનિપુણ[4] ઈક્ષ્વાકુ–કુલજ ઋતુપર્ણ રાજા છે તેની પ્રતિ જાઓ. તે રાજા આપને અશ્વત્દહૃદય[5] સાટે અક્ષત્દહૃદય[6] દેશે. આપ જ્યારે અક્ષજ્ઞ થશો ત્યારે શ્રેય થશે. દારા, તનય અને રાજ્ય સર્વ આપ પામશો. શોકમાં મન ન કરો. આપનું પૂર્વનું સ્વરૂપ જોવા જ્યારે ઈચ્છો ત્યારે મને સ્મરીને આ વસ્ત્ર પહેરજો. આ વસ્ત્ર પહેરેથી સ્વરૂપને પામશો.' એમ કહી બે દિવ્યવસ્ત્ર આપી નાગરાજ ત્યાં જ અન્તર્ધાન થયો. ( અ. ૬૬ )

---

૧ પ્રાણીના. ૨ દશ સંખ્યા. બીજા અર્થમાં દશ એટલે કરડ. ૩ દાઢવાલાં પ્રાણી. ૪ પાસા રમવામાં કુશલ. ૫ ઘોડાસંબંધી અંદરનો ગુપ્ત ભેદ. ૬ દ્યૂતમાં જય આપે એવું પાસાનું રહસ્ય—ગુપ્ત ભેદ.

ત્યારપછી દશમે દિવસે નગરમાં ઋતુપર્ણપાસે આવી નલે કહ્યું કેઃ–'મારૂં નામ બાહુક છે. અશ્વોના વાહનમાં[1] મારા સમો કોઈ નથી. સર્વ [2]અર્થસંબંધી કઠિનતામાં અને નિપુણતાનાં કાર્યમાં પૂછાવા યોગ્ય છું. અન્નસંસ્કાર અન્યથી વિશેષ જાણું છું. લોકમાં જે શિલ્પ[3] છે તે અને બીજાથી દુષ્કર છે તે સર્વ કરવા હું યત્ન કરીશ. માટે મને રાખો'. ઋતુપર્ણે તેને અશ્વાધ્યક્ષ[4] કરી દશસહસ્રના વેતન(પગાર)થી રાખ્યો. અને વાર્ષ્ણેય તથા જીવલને સાથે રાખ્યા. દમયન્તીનું ચિન્તન કરતો, પૂજિત નલ ત્યાં વસ્યો. સદા સાયંકાલે તે આ એક શ્લોક બોલેઃ–

"क नु सा क्षुत्पिपासार्ता श्रान्ता शेते तपस्विनी ।
स्मरन्ती तस्य मन्दस्य कं वा साद्योपतिष्ठति" ॥ १० ॥

'તે તપસ્વિની, ક્ષુધા તૃષાથી પીડાતી, અને થાકેલી, તથા તે મંદને સંભારતી, ક્યાં સૂતી હશે; અને અહુણા કોના ઉપર આધાર રાખતી હશે?' એક રાત્રે જીવલે બાહુકને પૂછ્યું કે–'નિત્ય કઇને શોચો છો.' બાહુક કહે કેઃ–'કોઈ મન્દબુદ્ધિ કંઇ અર્થથી[5] પોતાની બહુમતા[6] નારીથી છૂટો પડયો અને પછી પોતે અસુખે પીડાઈ ભમવા માડ્યું. શોકવતે બલતો, તેને સંભારતો, નિશાકાલે તે પુરુષ એ શ્લોક બોલતો.' ઈત્યાદિ કહી દમયન્તીને સ્મરતો નૈષધરાજા અજ્ઞાતવાસ[7] ત્યાં વસ્યો. (અ. ૬૭)

(નલદમયન્તીની ખોળ સારૂ ભીમરાજાનો પ્રયત્ન.)

ભાર્યાસહિત નલ દાસતા પામ્યા છે જાણી તેઓના દર્શનની આકાંક્ષાએ ભીમે તેઓને શોધવા દ્વિજોને મોકલ્યા. તેમને પુષ્કલ ધન આપી કહ્યું કેઃ–'નલ તથા મારી સુતા દમયન્તીને શોધી લાવશે તેને સહસ્ર ગાયો, અગ્રહાર[8] અને નગરસમાન ગ્રામ દઈશ.' સર્વ દિશામાં બ્રાહ્મણો ગયા. વાસુદેવ નામે દ્વિજે ચેદિપુરીમાં રાજમંદિરમાં રાજાના પુણ્યાહવાચનમાં સુનન્દાની સાથે ઉભેલી દમયન્તીને દીઠી. એટલે સુદેવ બોલ્યો કેઃ–'અપ્રતિમ રૂપવતી, મ-

---

૧ ચલાવવું. ૨ Political Economy. ૩ કલાઓ. ૪ ઘોડાનો ઉપરી. ૫ પ્રયોજનથી. ૬ બહુ માન પામેલી. ૭ જેનું વસવું ન જણાયલું એવી રીતે. ૮ અગ્ર=બ્રાહ્મણભોજન, તે સારૂ, હાર=(રાજધનથી) જૂદું કરેલું; ક્ષેત્રાદિ.

લિના, કૃશા, પતિના શોકથી આકુલા તેથી રાહુગ્રસ્ત નિશાકર જેવી, ઔદાર્યગુણવાલી, અને ભર્તૃદર્શનની આકાંક્ષાથી દેહ ધારતી, આકાશમાં નીલ અભ્રથી વિંટાયલી નવી ચંદ્રલેખા જેવી એ દમયન્તી જ છે.

" भर्ता नाम परं नार्या भूषणं भूषणैर्विना ।
एषा हि रहिता तेन शोभमाना न शोभते[1] " ॥ १९ ॥

'ભર્તા એ જ ભૂષણો વિના નારીનું મ્હોટું ભૂષણ છે. આ શોભતી છે તો પણ તેનાથી રહિત નથી શોભતી.' ઈત્યાદિ વિવિધ કારણ અને લક્ષણથી વિચાર કરતો સુદેવ દમયન્તીપાસે જઈ બોલ્યો કે:–'હું તારા ભ્રાતાનો સખા સુદેવ છું. ભીમરાજાના વચનથી તને શોધવા અહિં આવ્યો છું. તારા પિતા, જનની, ભ્રાતા, અને તારાં બે આયુષ્યમન્ત બાલકો, કુશલ છે. પરન્તુ તારે કાજે બન્ધુવર્ગ ગતસત્ત્વ[2] જેવો થઈ ગયો છે. અને શતશઃ બ્રાહ્મણો તમને ખોલતા ભૂમિઉપર ભ્રમે છે.'

દમયન્તીએ સુદેવને ઓલખ્યો. અને પોતાનાં સર્વ સુહૃદોવિષે પૂછ્યું, મને ભ્રાતાના ઇષ્ટ સુદેવને સહસા જોઈ રોઈ પડી. સુનન્દાએ તે વાર્તા પોતાની માતાને કહી. રાજમાતાએ સુદેવને બોલાવી સર્વ પૂછ્યું. સુદેવે સુખે બેશીને કહેવા માંડ્યું કે:– (અ.૬૮)

'વિદર્ભરાજ ભીમની સુતા દમયન્તી તે એ છે. પુણ્યશ્લોક નલની એ ભાર્યા થાય. દ્યૂતમાં ભ્રાતાથી જીતાતાં તે દમયન્તી સહિત જતો રહ્યો. અને કોઈના જાણવામાં આવ્યાં નહિ. અમે દમયન્તીને અર્થે પૃથિવી ઉપર ફરીએ છિયે, તે અત્રે મલી. તે શ્યામાના બે ભ્રૂની મધ્યે પદ્મસમાન એક ઉત્તમ સહજ પિપ્લુ (તિલ) છે, તે જેમ અભ્રવડે ચંદ્ર વિંટાયો હોય તેમ મલવડે છવાયલો દીઠો. પ્રતિપદાના ચંદ્રની લેખા જેવો વિભૂતિ અર્થે ચિહ્નભૂત તે વિરાજે છે તેથી મેં તે દેવીને ઓલખી.' ઈત્યાદિ સુદેવનાં વચન સાંભલી સુનન્દાએ પિપ્લુ ઉપરનો મલ દૂર કર્યો. નિ-

---

૧ સોરઠો. 'સ્વામી શ્રેષ્ઠ શૃંગાર સ્ત્રીને શૃંગારોવિના;
સુશોભમાના નાર સ્વામી વિના ન શોભતી.'

૨ પ્રાણ ગયેલા, મરવા તુલ્ય.

શાકર જેવો પિપ્લુ જોઈ દમયન્તીને આલિંગી રોતાં રાજમાતા અને સુનન્દા મુહૂર્ત સુધી સ્તબ્ધ થઈ ઉભાં રહ્યાં. પછી બાષ્પ મુકતાં રાજમાતા બોલ્યાં કેઃ–'તું મારી ભગિનીની દુહિતા છો. દશાર્ણના અધિપતિ મહાત્મા સુદામનની હું અને તારી માતા એ સુતા છિયેઃ તારી માને ભીમરાજાને દીધી. મને વીરબાહુને દીધી. પિતાને ગૃહે તને જન્મેલી મેં દીઠી છે. જેવું પિતાનું ગૃહ, તેવું મારૂં પણ તારૂં જ છે. આ ઐશ્વર્ય જેવું મારૂં છે તેવું તારૂં છે.' માતાની ભગિનીને પ્રણામ કરી દમયન્તી બોલી કેઃ–'અજ્ઞાયમાના[1] હતી તોપણ સુખે વસી છું તો અવે સુખતર વાસ થાય એમાં સંશય નથી. પણ ચિરવિયોગવતી મને હવે વિદર્ભ દેશ જવા અનુજ્ઞા[2] આપો.'

( દમયન્તીનું પિતા ભીમને ત્યાં આવવું અને નલ સારૂ ખોળ. )

મહત્ બલથી રક્ષાયલી શ્રીમતીને અન્ન પાન પરિચ્છદ[3] સહિત નરવાહિયાન[4] આપી રાજમાતાએ વિદાય કરી. વિદર્ભ દેશમાં આવતાં સર્વ બંધુજને પ્રહૃષ્ટ થઈ તેને પૂજી. તે રાત્રે વિશ્રામ પામી બીજે દિને દમયન્તીએ માતાને કહ્યું કેઃ–

**"मां चेदिच्छसि जीवन्तीं मातः सत्यं ब्रवीमि ते ।**
**नरवीरस्य चैतस्य नलस्यानयने यत" ॥ २९ ॥***

'હે માતા! હું તને સત્ય કહુંછું કેઃ–'જો મને જીવતી ઈચ્છતી હાં તો એ નરવીર નલને અણાવવા યત્ન કર.'

દમયન્તીની માતાએ ભીમને કહ્યું કેઃ—'આપની સુતા દમયન્તી ભર્તાને બહુ શોચે છે. માટે પુણ્યશ્લોકને ખોળવા આપનં સેવકો પ્રયત્ન કરો.' રાજાએ વશવર્તી બ્રાહ્મણોને બોલાવી નલની ખોળ સારૂ યત્ન કરવા કહી તેને મોકલ્યા. તેમણે દમયન્તી પાસે જઈ કહ્યું કે,—'અમે જઇએ છિયે.'

દમયન્તીએ તેમને કહ્યું કેઃ—'સર્વ રાષ્ટ્રમાં જઇને ત્યાં ત્યાં જનસભાઓમાં આ વચન પુનઃ પુનઃ બોલજોઃ—

---

૧ ન ઓળખાતી એવી. ૨ રજા. ૩ વસ્ત્ર, ચાકરો આદિ સામગ્રી ૪ મેના. પાલખી.

*ગીતિ—'સુણો કહું છું સત્ય જ, જો ઇચ્છો જીવતી મને માતા,
નરવીર નલને લાવ્વા, કરો પ્રયત્ન જ તમે અતિ તાતા.'

"क नु त्वं कितव च्छित्वा वस्त्रार्धं प्रस्थितो मम ।
उत्सृज्य विपिने सुप्तामनुरक्तां प्रियां प्रिय ॥ ३७ ॥
सा वै यथा त्वया दृष्टा तथास्ते त्वत्प्रतीक्षिणी ।
दह्यमाना भृशं बाला वस्त्रार्धेनाभिसंवृता ॥ ३८ ॥
तस्या रुदंत्याः सततं तेन शोकेन पार्थिव ।
प्रसादं कुरु वै वीर प्रतिवाक्यं वदस्व च" ॥ ३९ ॥
(एवमन्यच्च वक्तव्यं कृपां कुर्याद्यथा मयि ।)
"वायुना धूयमानो हि वनं दहति पावकः ॥ ४० ॥
भर्तव्या रक्षणीया च पत्नी हि पतिना सदा ।
तन्नष्टमुभयं कस्माद्धर्मज्ञस्य सतस्तव ॥ ४१ ॥
ख्यातः प्राज्ञः कुलीनश्च सानुक्रोशो भवान्सदा ।
संवृत्तो निरनुक्रोशः शंके मद्भाग्यसंक्षयात् ॥ ४२ ॥
तत्कुरुष्व नरव्याघ्र दयां मयि नरर्षभ ।
आनृशंस्यं परो धर्मस्त्वत्त एव हि मे श्रुतः ॥ ४३ ॥

'હે પ્રિય કિતવ![1] મારૂં અર્ધ વસ્ત્ર છેદી સૂતેલી અનુરક્તા પ્રિયાને વનમાં છોડી તું ક્યાં ગયો છે? અર્ધવસ્ત્રે વિંટાયલી તે બાલા તેં જેવી દીઠી હતી તેવી જ બહુ બલતી અને તારી વાટ જોતી બેઠી છે.

હે પાર્થિવ! તે શોકવડે સદા રોતી તેના ઉપર, હે વીર! પ્રસાદ કર અને પ્રતિવાક્ય વદ.'

(એ અને જેથી મારાઉપર કૃપા કરે તેમ બીજું પણ કહે જો કે:-)

'[2]વાયુવડે વધેલો પાવક નિશ્ચય વનને દહે છે.'

(વલી કહેજો કે:-)

'પત્ની છે તે પતિવડે સદા ભર્તવ્યા અને રક્ષણીયા છે. તે ઉભય, તું ધર્મજ્ઞ સતાં તારાં કેમ નાશ પામ્યાં? આપ સદા પ્રખ્યાત, પ્રાજ્ઞ, કુલીન, અને દયાવાન્ છો. (પણ) મને શંકા આવે છે કે મારા ભાગ્યના ક્ષયને લીધે દયા વિનાના થયા છો. પણ

---

૧ દ્યૂત રમનાર. જુગારી. ૨ તેમ કાલરૂપી વાયુએ શોકનો અગ્નિ વધી દમયન્તીનું શરીરરૂપી વન તેને બાલે; એમ રૂપકવડે કહ્યું છે.

હે નરવ્યાઘ્ર! મારા વિષે દયા કર. હે નરર્ષભ! 'આનૃશંસ્ય[1] એ પરમ ધર્મ છે' એ તારાથી જ મે સાંભળ્યું છે.'*

'તમે એમ બોલતા હો ને કોઈ ઉત્તર આપે તો તે નરને સર્વથા જાણી લેવો અને કોણ છે અને ક્યાં વસે છે એ સર્વ જાણવું. મારાં વચન સાંભળી જે નર પ્રતિવચન આપે તે અત્ર આણવાં. પણ તમે મારા શાસનથી બોલો છો એમ કોઇને જાણવા દેવું નહિ. તેનું બધું ચિકીર્ષિત[2] જાણી લેવું.'

એવું કહેલા બ્રાહ્મણો સર્વ દિશામાં નલને ખોળવા ચાલ્યા. (અ.૬૯)

પર્ણાદનામે દ્વિજે દીર્ઘકાલે નગરમાં પાછાં આવી દમયન્તીને કહ્યું કેઃ—'શોધતાં શોધતાં અયોધ્યાનગરીમાં જઈ ભઙ્ગાસુરના

---

૧ પ્રાણીની હિંસા ન કરવી; દયા.

*(હરિગીત છંદ.)

કાપી વસન[1] તન અર્ધ, વનમાં સુતી મુકી, પ્રભુ ક્યાં ગયા?
અબલા હું અનુરક્તા[2] સુપ્રિય! તમને ન કઇ આવી દયા!
જેવી મુકી તેવી જ તે, જોઈ વાટ તુજ બલતી સદા;
પરિધાન કરી તે [3]અર્ધ અંબર, શોકથી તે પ્રેમદા.
નિશદિન કરતી રુદન, ધરતી ધ્યાન, જપી મન પતિ પતિ,
કરી કૃપા તે પર નાથ, ઉત્તર ઘો, નમી કહાવે સતી.
(વળી મારા ઉપર કૃપા કરે તે આ બીજું પણ કહેજોઃ—)
વાયુ થકી વધી વહ્નિ,[4] જ્યમ વન દહન[5] કરતો સંચરે,
(નિત કાલ જાતાં કષ્ટ વધી ત્યમ, દહન મન તન અતિ કરે.)
પતિએ સદા પત્નીતણું, રક્ષણ ભરણ કરવું સહી;
તે ઉભય ક્યમ મુજ રંકને ધર્મજ્ઞ આપ સતે નહી?
છો કુલીન, કીર્તિ વિલાસ બુદ્ધિ અનંત, વળી સાગર દયા.
મુજ મંદભાગ્યે, શંકુ હું, પ્રભુ કઠિન અહુણા છો થયા.
'અક્રૂરતા છે પરમ ધર્મ જ' શુણ્યું મેં તમ મુખથી,
તો નાથ! દીન પર કરી દયા, મૂકાવિયે અતિ દુઃખથી.

૨ સર્વ પ્રકારે કરવાને ઇચ્છિત.

---

૧ વસ્ત્ર. ૨ ધણીનામાંજ જેનું ચિત્ત અને પ્રેમ એવી બાયડી. ૩ અર્ધું રહેલું તે લુગડું પેહેરી. ૪ અગ્નિ. ૫ બાળતો.

પુત્ર ઋતુપર્ણને તે વાક્ય મેં સંભલાવ્યાં. પણ તે કે તેના પારિષદ[1] કંઈ પણ બોલ્યા નહિ.

પણ પછી ઋતુપર્ણનો સૂત એક બાહુકનામે વિરૂપ અને હ્રસ્વબાહુક[2] છે, જે શીઘ્રયાનમાં[3] કુશલ અને ભોજનમાં મિષ્ટકર્તા છે, તે બહુ નિઃશ્વાસ નાખી વારંવાર રોઈ, મારૂં કુશલ પૂછી, પછી બોલ્યો કેઃ—

"वैषम्यमपि संप्राप्ता गोपायन्ति कुलस्त्रियः ।
आत्मानमात्मना सत्यो जितस्वर्गा न संशयः ॥ ८ ॥
रहिता भर्तृभिश्चैव न क्रुध्यन्ति कदाचन ।
प्राणांश्चारित्रकवचान्धारयन्ति वरस्त्रियः ॥ ९ ॥
विषमस्थेन मूढेन परिभ्रष्टसुखेन च ।
वत्सा तेन परित्यक्ता तत्र न क्रोद्धुमर्हति ॥ १० ॥
प्राणयात्रां परिप्रेप्सोः शकुनैर्हृतवाससः ।
आधिभिर्दह्यमानस्य श्यामा न क्रोद्धुमर्हति ॥ ११ ॥
सत्कृताऽसत्कृता वापि पतिं दृष्ट्वा तथागतं ।
भ्रष्टराज्यं श्रिया हीनं क्षुधितं व्यसनप्लुतं* " ॥ १२ ॥

'વૈષમ્યને[4] પણ પ્રાપ્ત થયેલી સતી કુલસ્ત્રીઓ આત્માવતે આત્માને રક્ષેછે, તે, જેમણે સ્વર્ગ જીતી લીધું છે, એવી છે, એમાં સંશય નથી. ભર્તાથી રહિતા થાય છે તોપણ કદાપિ ક્રોધ કરતી નથી. વર સ્ત્રીઓ ચારિત્રરૂપ[5] કવચવાળા પ્રાણ ધારણ કરે છે. સુખથી ભ્રષ્ટ થયેલા, વિષમસ્થ, મૂઢ, તેણે વત્સા[6] ત્યજાઈ તેમાં તે ક્રોધ કરવા યોગ્ય નથી. પ્રાણયાત્રાને બહુ ઈચ્છિતો, પક્ષીએ જેતું વસ્ત્ર હરિ લીધું છે, અને જે આધિથી[7] બલતો છે, તેના ઉ-

---

૧ સભાસદ. ૨ ટુંકા હાથનો. ૩ ઉતાવલથી રથઆદિ ચલાવવામાં.

* ગીતિ—કુલીન સ્ત્રી સતી પામે, વિષમ અવસ્થા તથાપિ રહી સત્યે;
પાલી સ્વધર્મ પોતે, સ્વર્ગ જીતે છે અચૂક તે કૃત્યે.
સ્વામી તજે કદિ તોપણ, કદાપિ કોપ ન કરે જ વર નારી;
નિર્મલ પ્રાણ ધરે તે, સજી કવચ સચ્ચરિત્રનું ભારી.
વિષમ દશા પામેલો, મૂઢ, રહિત સુખ, મનાધિથી બલતો,
ભક્ષણ સારૂ ભટકે, હર્યું ખગે ત્યાં વસન કરી છલ તો.
રાજ્યથી ભ્રષ્ટ, ભુખો વળી, વ્યાકુલ દુઃખથી થયો પતિ જ્યારે;
સત્કાર કરે ન કરે, પણ કરવો ક્રોધ યોગ્ય નહિ નારે.

૪ સંકટ, વિલક્ષણતા. ૫ સદાચાર. ૬ વહાલી પ્રિયા. ૭ મનોવ્યથા.

પર શ્યામા ક્રોધ કરવા યોગ્ય નથી. એવી દશામાં આવી ગયેલા, રાજ્યથી ભ્રષ્ટ, શ્રીથી હીન, ક્ષુધિત, અને વ્યસનમાં બુડેલા, પતિને દેખીને, સત્કારાયલી હોય કે સત્કાર ન કરાયલી હોય તો પણ (સતી ક્રોધ કરવા યોગ્ય નથી).' તેનાં એ વચન સાંભલી ત્વરિત અહિં આવ્યો છું. હવે આપ પ્રમાણ છો. ઈચ્છો એમ કરો.' દમયન્તીએ પછી માતાપાસે આવી કહ્યું કે,–'આપની સંનિધિમાં સુદેવને હું યોજીશ. તે ત્વરિત અયોધ્યામાં જાય.' પછી સુદેવને બોલાવી દમયન્તીએ કહ્યું:–'અયોધ્યામાં જઈ ઋતુપર્ણને કહો કેઃ–ભૈમી દમયન્તી પુનઃ સ્વયંવર કરે છે. ત્યાં રાજાઓ અને રાજપુત્રો જાય છે. કાલ ગણતાં જણાય છે કે, તે કાલ થશે. જો તમારે એ સંભાવનીય[1] હોય તો તમે શીઘ્ર જાઓ. તે વીર નલ જીવે છે કે નહિ તે જાણવામાં નથી, તેથી તે કાલ સૂર્યોદય પછી દ્વિતીય ભર્તાને વરશે.' સુદેવ ગયો અને કહ્યાપ્રમાણે ઋતુપર્ણને કહ્યું. ( અ. ૭૦ )

સુદેવની વાણી સાંભલી ઋતુપર્ણ બાહુકને કહે છે કેઃ—'હે હયતત્ત્વજ્ઞ[2]! એક દિવસમાં દમયન્તીના સ્વયંવરમાં વિદર્ભદેશ જવા ઈચ્છુંછું.' એમ કહેલા નલનું મન દુઃખથી ફાટી જવા માડ્યું. નલે મનમાં વિચાર કરવા માડ્યો કે—'દમયન્તી દુઃખથી મોહિતા[3] થઈ એમ કરતી હશે, કે મારે અર્થે જ આ એક મહાન્ ઉપાય ચિન્તિત છે......લોકમાં સ્ત્રીસ્વભાવ પણ ચલ ગણાય છે. અને મારો દોષ પણ દારુણ છે. એમાં જે સત્ય કે અસત્ય હોય તે ત્યાં જઇને નિશ્ચય જાણી લઉં. ઋતુપર્ણનું કામ અને મારો અર્થ ઉભય કરીશ.' એમ મનમાં નિશ્ચય કરી ઋતુપર્ણને એક દિવસમાં ત્યાં પહોચવાની હા કહી. પછી અશ્વશાલામાં જઈ અશ્વોની પરીક્ષા કરવા માંડી. કૃશ,[4] સમર્થ, તેજ અને બલથી યુક્ત, કુલશીલવાલા, હીન લક્ષણથી વર્જિત,[5] પ્રથુપ્રોથ અને મહાહનુવાલા, દુષ્ટ આવર્તથી[6] શુદ્ધ અને સિંધુદેશના પવનવેગી એવા અશ્વને બાહુકે લીધા. એ જોઈ રાજા કિંચિત્ કોપ સહિત બોલ્યો કેઃ—'શું આ અમને ઠગે છે? આ અલ્પ બલ અને પ્રાણવાલા હયથી કેમ જ-

૧ માન આપવા યોગ્ય અથવા સંભવિત, બની શકે એવી ગતિ. ૨ ઘોડાનું તત્ત્વ જાણનાર. ૩ મૂઢ, દુઃખિતા. ૪ પાતલા. ૫ મહોટાં નસ્કોરાં અને મુખની નીચેની દાઢ મોટી એવા. ૬ વાલના ભ્રમરા.

વાશે.' પરસ્પર કેટલીક ચર્ચા થયા પછી બાહુકે ચાર ઉત્તમ હય
રથે યોજ્યા. રાજા ત્વરા કરી તે રથઉપર ચઢ્યો. એટલે જાનુથી
તે હય ભૂમિઉપર પડી ગયા. બાહુકે તેમનું સાન્ત્વન કર્યું અને
રશ્મિઓવડે[1] ખેંચીને વાર્ષ્ણેય સૂતને સાથે બેસારીને, વિધિવતે
હયોત્તમને પ્રેર્યા એટલે રથિને મોહ પમાડતા તે આકાશમાં ઉડ્યા.

રથનો ઘોષ સાંભલી તથા હયનું સંગ્રહણ[2] જોઈ વાર્ષ્ણેય બા-
હુકની હયજ્ઞતા વિષે વિચાર કરવા લાગ્યો. તેમાં બાહુકનું જ્ઞાન બહુ
પ્રકારે નલના જ્ઞાનની તુલ્ય લાગ્યું. અને બીજા અનેક વિચાર ક-
રતાં, બાહુક તે નલ જ છે, એમ તેને ભાસ્યું. ઋતુપર્ણ પણ
બાહુકની હયજ્ઞતા અને યત્ન જોઈ મોહ પામ્યો (અ. ૭૧)

તેણે આકાશમાં ચાલનાર પક્ષીની પેઠે, નદી, પર્વત, અને વનને
તુરત જ પાછળ મૂકી દીધાં. રથ એ રીતે જતાં ઋતુપર્ણનું ઉત્ત-
રીય[3] (વસ્ત્ર) નીચે પડી ગયું જોઈ તે પોતે લેવાનું કહ્યું. ત્યાં
નલ કહે કે જ્યાં તમારૂં પટ પડ્યું ત્યાંથી તો એક યોજન નીકલી ગયા
છિયે. આગલ જતાં વનમાં એક ફલવાન્ બિભીતકનો[4] વૃક્ષ દીઠો.
તેને જોઈ રાજાએ બાહુકને કહ્યું કેઃ–'સંખ્યાનમાં[5] મારૂં પણ પ-
રમ બલ તું જો.

**"सर्वः सर्वं न जानाति सर्वज्ञो नास्ति कश्चन ।**
**नैकत्र परिनिष्ठास्ति ज्ञानस्य पुरुषे क्वचित्" ॥ ८ ॥**

'સર્વે સર્વ (વિદ્યા) જાણતા નથી. કોઈ સર્વજ્ઞ નથી. કોઈ
એક જ ઠેકાણે પુરુષમાં જ્ઞાનની સંપૂર્ણતા હતી નથી.'

એમ કહી તે વૃક્ષનાં પત્રફલોની સંખ્યા કહી. એટલે રથ ઉભો
રાખી બાહુકે કહ્યું કેઃ–'આપ કહો છો તે પરોક્ષ છે. તે પ્રત્યક્ષ
કરી જાણવા ઈચ્છું છું. માટે એ વૃક્ષ છેદીને પત્રફલ ગણીશ.'
રાજા કહે કેઃ–'વિલંબ કરવાનો આ કાલ નથી.' બાહુક કહે કેઃ–
'મુહૂર્ત વાટ જુવો, અથવા ત્વરા હોય તો વાર્ષ્ણેયને સારથિ કરી
જાઓ. આ માર્ગ!' રાજા સાંત્વન કરતાં કહે કેઃ–'પૃથ્વીમાં તારા
જેવો અન્ય સારથિ નથી. હું તારા શરણ આવ્યો. વિઘ્ન કરવાનું

---

૧ રાશ, રેન. ૨ સારી રીતિની પકડથી ચલાવવાની રીતિ. ૩ કેડથી
ઉપરના શરીરના ભાગ ઉપર ઓઢવાનું. ૪ બહેડાં. ૫ ગણિત.

યોગ્ય નથી. આજ જો વિદર્ભમાં જઈ સૂર્ય ઉગતો દેખાડીશ તો તું જે કહીશ તે તારૂં કામ (ઇચ્છા) હું કરીશ.' બાહુકે તેમ કરવાની હા કહી, રથથી ઉતરી વૃક્ષ કાપી ફલ ગણ્યાં, તો કહ્યાપ્રમાણે થયાં તેથી વિસ્મય પામ્યો; અને ઋતુપર્ણને કહ્યું કે:-'હે રાજન્! તારૂં આ અતિઅદ્‌ભુત બલ મે દીઠું! જે વિદ્યાથી આ જાણવામાં આવે છે તે વિદ્યા સાંભળવા ઇચ્છું છું.' રાજા કહે કે:-'હું સંખ્યાનમાં વિશારદ છું અને [1]અક્ષ-ત્દદયજ્ઞ પણ છું.' બાહુક કહે કે:-'એ વિદ્યા મને દે અને મારીપાસેથી અશ્વત્દદય વિદ્યા તું લે.'

ઋતુપર્ણે કાર્યગૌરવને[2] લીધે તથા હયજ્ઞાનના લોભથી તેમ કરવા હા કહી. બાહુક અક્ષત્દદયજ્ઞ થતાં જ તેના શરીરમાંથી કલિ નિઃસર્યો, અને મુખમાંથી કર્કોટકનું તીક્ષ્ણ વિષ વમન કરવા માડ્યું. સ્વરૂપવાન્ થયેલા કલિને કુપિત નલ શાપ દેવાની ઇચ્છા કરતો હતો તેવામાં, અંજલિ કરી કંપતો અને બીતો કલિ બોલ્યો કે:-'હે નૃપતે! કોપને નિવારો હું પરા કીર્તિ દઈશ.

"इन्द्रसेनस्य जननी कुपिता माशपत्पुरा।
यदा त्वया परित्यक्ता ततोहं भृशपीडितः" ॥ ३४ ॥ *

'જ્યારે તારાથી ત્યજાઈ ત્યારે ઇન્દ્રસેનની કુપિતા જનનીએ પૂર્વે મને શાપ્યો ત્યારથી હું બહુ પીડિત છું.' નિશદિન નાગરાજના વિષવડે બલું છું. હું તને શરણ આવ્યો છું. મારૂં આ વચન સાંભળ. લોકમાં જે મનુજો તારી કીર્તિ ગાશે તેને મારાથી ઉપજેલું ભય કદાચિત્ પણ નહિ થાય.'[3]

નલ રાજાએ કોપ નિવાર્યો. કલિએ બિભીતકમાં પ્રવેશ કર્યો. પછી ગતજ્વર થઈ રથ ઉપર ચઢી નલ રાજાએ પક્ષી જેવા હયોને પ્રેર્યા, અને વિદર્ભ ભણી ચાલ્યો. (અ. ૭૨).

સાયાહ્નને ઋતુપર્ણ વિદર્ભદેશમાં આવ્યો. જનોએ તે ભીમરાજાને નિવેદન કર્યું. પછી ભીમના વચનથી ઋતુપર્ણે કુણ્ડિન નગરમાં પ્રવેશ કર્યો. તેના રથના ઘોષે સર્વ દિશાઓ ગાજી રહી.

---

૧ પાસાનો અંતરનો ભેદ જાણનાર, દ્યૂતવિદ્યા જાણનાર. ૨ કરવાના કામની મહોટાઇ. ૩ આથી નલરાજા 'પુણ્યશ્લોક' ના પદ અને કીર્તિ પામ્યા.
* ગીતિ 'સતી ઇન્દ્રસેનજનની પૂર્વે આપે ત્યજી તદ, કોપ કરી,
શાપ દીધો છે તેથી અતિ પીડિત છું ન બેસતો જ ઠરી.

જલદાગમ[1] સમયે નાદ કરતા મેઘના ગંભીર ઘોષ જેવા તે રથઘોષને દમયન્તીએ સાંભલ્યો. મયૂર, હસ્તી, હય આદિ સર્વે તે નલના રથનો મેઘનાદ જેવો ઘોષ સાંભલી ઉત્સુક થઈ નાદ કરવા લાગ્યા. દમયન્તી મનમાં વિચારવા લાગી કે:—'મેદિનીને પૂરી દેતો હોય એવો આ રથનો વિર્ઘોષ મારા ચિત્તને આહ્લાદે છે,[2] તેથી (રથમાં) એ મહીપતિ નલ જ છે. જો અસંખ્યેય[3]ગુણવાન્ વીર નલને આજ ન જોઉં તો હું નાશ પામીશ......અનૃત, અપકાર આદિ એઓનામાં મને સાંભરતું નથી. નલરાજા, પ્રભુ, ક્ષમાવાન્, વીર, દાતા, અને સર્વે નૃપથી અધિક છે. તેના ગુણને નિશદિન સ્મરન્તી તત્પરા એવીનું, મારૂં પ્રિય વિનાનું કરાયલું, આ હૃદય શોકથી ફાટી જાય છે.'

એમ વિલપતી પુણ્યશ્લોકને જોવાની ઇચ્છાયે મંદિર ઉપર ચઢી. ઋતુપર્ણ, વાર્ષ્ણેય, અને બાહુક રથમાંથી ઉતર્યા. ભીમે ઋતુપર્ણને પૂજ્યા અને કહ્યું કે:-'સ્વાગત. શું કાર્ય છે?' સ્વયંવરાદિ કાંઈ ન જોતાં ઋતુપર્ણે કહ્યું કે:-'આપને અભિવન્દન કરવા આવ્યો છું.' ભીમને તે કારણ અલ્પ લાગ્યું. પણ તેનો સત્કાર કરી 'આપ શ્રાંત[5] છો માટે વિશ્રમો' એમ વારંવાર ભીમે કહ્યું. વાર્ષ્ણેય સહિત ઋતુપર્ણ મંદિરમાં ગયા. પછી બાહુક રથને લઈ રથશાલામાં ગયો. ત્યાં અશ્વ છોડી તેનો શાસ્ત્ર પ્રમાણે ઉપચાર કરી, પછી પોતે રથ પાસે બેઠો.

શોકાર્તા દમયન્તીએ એ ત્રણને જોઈ અનેક તર્ક કર્યા, અને પછી નલને ઓલખવા કેશિની નામે દૂતી મોકલી. (અ. ૭૩)

દમયન્તીએ દૂતીને કહ્યું કે:—'એ રથવાહક પાસે જઈ તે પુરુષને મૃદુપૂર્વક કુશલ સહિત બધું તત્ત્વ પૂછ મને મહતી શંકા છે કે,–એ જ નલનૃપ છે, કારણ કે એથી મારા મનની તુષ્ટિ અને હૃદયની નિર્વૃતિ[6] થાય છે.'

"अत्र मे महती शंका भवेदेष नलो नृपः ।
यथा च मनसस्तुष्टिर्हृदयस्य च निर्वृतिः" ॥ ३ ॥

કથાને અન્તે તેને પર્ણાદનાં વચન કહેજે. અને પ્રતિવાક્ય સ-

---

૧ પાણી દેનારના આવવા કાલે, વર્ષાકાલે. ૨ આનંદ આપેછે. ૩ સંખ્યા કરી શંકાય નહિં એટલા. ૪ ભલે પધાર્યા. ૫ થાકેલા. ૬ સુખ, સ્વસ્થતા.

મજી લેજે. દમયન્તીએ પ્રાસાદ ઉપરથી જોવા માંડ્યું અને સમાહિતા[1] દૂતીએ જઇને બાહુકને કહ્યું કે:-'મનુષ્યેન્દ્ર! તમને સ્વાગત અને કુશલ છે. દમયન્તીનાં વચન સાંભલો. આપ ક્યારે નિકલ્યા હતા અને શા અર્થે અહિં આવ્યા છો. યથાન્યાય તત્ત્વ હોય તે કહેજો. વૈદર્ભી સાંભલવા ઇચ્છે છે.'

બાહુક કહે કે:-'દમયન્તીનો દ્વિતીય સ્વયંવર થાય છે એમ દ્વિજથી સાંભલી મહાત્મા રાજા આવ્યા તેનો હું સારથિ છું. તૃતીય છે તે પુણ્યશ્લોકનો સૂત વાર્ષ્ણેય છે. હું પણ અશ્વકુશલ છું અને ઋતુપર્ણે પોતે મને રાખ્યો છે.' કેશિનીએ પૂછ્યું કે:-'નલરાજા ક્યાં ગયા છે તે વાર્ષ્ણેય જાણતો હશે, અને તેણે તમને કહ્યું હશે.' બાહુક કહે છે કે-'એ શુભકર્મી નલનાં બાલકોને અહિં મૂકી ગયો. નલ ક્યાં છે તે તે જાણતો નથી. બીજો પણ કોઇ પુરુષ નલને જાણતો નથી. આ લોકમાં તે મહીપતિ નષ્ટરૂપ[2] થઈ ગૂઢ[3] ફરેછે. નલને આત્મા (નલ) જ જાણે છે અને તેની તદનન્તરા[4] જે છે તે જાણે છે. કહિં પણ નલે પોતાનાં ચિહ્ન દેખાડ્યાં નથી.'

કેશિની બોલી કે અયોધ્યામાં બ્રાહ્મણે જઈ આવાં નારીવાક્યો કહ્યાં હતાં, એમ કહી પૂર્વે ૬૯ મા અધ્યાયમાં ૧૬૪ પૃષ્ઠમાં લખેલાં क्व नु त्वं कितव च्छित्वा-આદિ વાક્યો બોલી. અને પછી બાહુકને કહ્યું કે,-'એ સાંભલી આપે પ્રતિવચન તેને દીધાં તે દમયન્તી ફરી સાંભલવા ઈચ્છે છે.' એ સાંભલી નલનું હ્દય વ્યથિત થયું અને લોચન અશ્રુપૂર્ણ થયાં. પરન્તુ આત્માના દુઃખને ગૃહી રાખી દહ્યમાન નલ બાષ્પથી સંદિગ્ધ વાણીએ-वैषम्यमपि संप्राप्ता ઇત્યાદિ ૭૦ મા અધ્યાયમાં પૃષ્ઠ૧૬૬માં લખ્યા પ્રમાણે ફરી બોલ્યો. તે વાક્યો બોલતાં પરમ દુઃખિત નલ બાષ્પને સહી ન શક્યો અને તેણે રોવા માંડ્યું. કેશિનીએ જઇને તેનું સર્વ કથિત અને તે વિકાર દમયન્તીને નિવેદન કર્યાં. (અ. ૭૪)

બાહુકનેવિષે નલની શંકા કરતી દમયન્તીએ તે સાંભલી કેશિનીને કહ્યું કે:-'ફરી જા અને પરીક્ષા કર. માગે તો પણ ત્વરાથી અગ્નિ કે જલ દઇશ નહિ. તેનું ચેષ્ટિત જો અને જે જે દૈવ કે

---

૧ સાવધાન. ૨ જેના રૂપનો નાશ થયો છે એવો. ૩ ગુપ્ત, છાનો. ૪ તેનાથી જુદી નહિ એવી, અર્ધાંગના. Second-self.

માનુષ નિમિત્ત[1] દેખાં તે મને કહેજે.' કેશિનીએ તે પ્રમાણે બધું જોઈ આવી દમયન્તીને કહ્યું કે:–' તેના જેવો શુચિઉપચાર[2] પૂર્વે દીઠોએ નથી અને સાંભળ્યોએ નથી. સંચાર[3] નીચો હોય તોપણ તેને નમવું પડતું નથી. તેણે જોયું એટલે કુમ્ભ જલથી ભરાઈ ગયા. મુષ્ટિમાં તૃણ લઈ સૂર્ય સન્મુખ કર્યાં એટલે અગ્નિ સહસા પ્રજ્વલિત થયો. એ અદ્ભુત જોઈ વિસ્મય પામી હું અત્ર આવી છું. અગ્નિને સ્પર્શ કરે છે પણ દાઝતા નથી. પુષ્પોને હસ્તથી મર્દે છે તોપણ તે અધિક સુગન્ધી અને હર્ષિત[4] થાય છે.'

દમયન્તીએ નલનું ચેષ્ટિત સાંભલી માન્યું કે:–'બાહુકના રૂપમાં નલ જ પ્રાપ્ત થયા છે.' પછી મહાનસમાંથી[5] બાહુકથી ઉપસંસ્કૃત[6] માંસ મંગાવ્યું અને તેને ચાખીને તે સૂતને નલ માની, પછી ભ્રાતાસહિત ઈન્દ્રસેનાને કેશિની સાથે બાહુકપાસે મોકલ્યાં. તેમને ઓલખતાં રાજાએ (બાહુકે) આલિંગી અંકમાં[7] આણ્યાં, અને સુરસુતોપમ[8] બાલકોને પામીને તે સુસ્વરથી રોયો. એ રીતે અનેક વાર વિકાર દેખાડી સહસા બાલકોને દૂર કરી કેશિની પ્રતિ બોલ્યો કે:–' આ સદૃશ મારાં બે બાલક છે. તેથી તેમને દેખી સહસા બાષ્પ વિસર્જન થયું. તને બહુવાર આવતી જોઈ જન દોષથી શંકશે. અમે પરદેશી અતિથિ છિયે. માટે તું સુખે જા.*( અ. ૭૫ )

---

૧ ચિહ્ન. ૨ જલસ્થલની શુદ્ધિઆદિ ક્રિયા. ૩ દ્વાર. ૪ પ્રફુલ્લ. તાજા. ૫ રસોડું. ૬ સંસ્કાર પામેલું, રાંધેલું. ૭ શરીર વલવાનો ભાગ, કેડ, ખોલો. ૮ દેવનાં બાલક જેવાં.

* **રાગ દેશાખ**—(શુણ સાહેલડી રે, મારે નંદકુંવરશુ નેહ. એ રાગ.)

સુંદરતા ભર્યાં રે, બાલક દિઠાં બાહુકે બેય;
નિજની, નારીની રે, જાણે આવી પ્રતિમા તેય.
આનંદ ઉમગ્યો રે, પ્રસર્યો સુખરસ રોમે રોમ;
(જેમ) સાગર ઉછલે રે, દેખી નિજ દષ્ટે સુત સોમ.
સાવધતા સરી રે, આવ્યું સહજવૃત્તિનું સુખ,
ઉમળકે ઉઠી રે, ધાયો વિસરી દારુણ દુ:ખ.
આલિંગી અતિ રે, અંકે બેસાર્યાં બે બાલ;
સાંભરી આવિયો રે, કષ્ટે કહાડયો કઠિન કાલ.
પરિતાપે તપી રે, દેહમાં ઉકલ્યું દુઃખનું હિમ;
નીર નયને વહે રે, ત્યાં નવ રહ્યો રુદનનો નીમ.

(નલ દમયન્તીનો સમાગમ.)

કેશિનીએ આવીને પુણ્યશ્લોકના સર્વ વિકાર દમયન્તીને કહ્યા. નલના દર્શનની આકાંક્ષાથી દુઃખાર્તા દમયન્તીએ તેને માતાની પાસે મોકલી; અને કહાવ્યું કેઃ–'નલની શંકાવડે બહુ રીતે બાહુકની પરીક્ષા મેં કરી. રૂપવિષે મને એક સંશય છે. હવે હું પોતે જાણવા ઈચ્છું છું. તેનો પ્રવેશ અત્ર થાઓ અથવા મને (ત્યાં જવાની) અનુજ્ઞા આપો.' માતાએ ભીમરાજાને તે કહ્યું. માતાપિતાની આજ્ઞા લઈ જ્યાં તેનો વાસ હતો ત્યાં નલને પ્રવેશ કરાવ્યો. તે દમયન્તીને સહસા દેખી નલનૃપ શોક અને દુઃખથી અશ્રુએ નવાઈ ગયો. તે નલને તેવો દેખીને દમયન્તી પણ તીવ્ર શોકથી આવિષ્ટ થઈ ગઇ. [1]કાષાયવસ્ત્રવાલી, જટિલા[2] દમયન્તી પછી બાહુક પ્રતિ બોલી કેઃ—'હે બાહુક! પૂર્વે તમે એવો કોઈ ધર્મજ્ઞ પુરુષ દીઠો છે કે જે વનમાં સૂતેલી સ્ત્રીને છોડીને ગયો? નિરપરાધિની, શ્રમમોહિતા,[3] પ્રિયા ભાર્યાને વિજનમાં ત્યજીને પુણ્યશ્લોક નલ વિના કોણ જાય! તે મહીપતિનો બાલ્યથી મેં શો અપરાધ કર્યો જે નિદ્રાથી પીડિતા મને વનમાં ત્યજી દઈ જતા રહ્યા. સાક્ષાત્ દેવોને મૂકીને મારાથી જે પૂર્વે વરાયા, તે, અનુવ્રતા, સાભિકામા[4] અને પુત્રિણી મને ત્યજનારા કેમ થયા? અગ્નિ સમીપ અને દેવોની આગલ પાણિ ગૃહી "भविष्यामि" ('સદા તારો થઇશ') એ સત્યની પ્રતિજ્ઞા કરી, તે ક્યાં ગયું?'*

---

વિવિધ વિકારથી રે, અવશ થઇ મૂક્યો મને વિવેક;
રાખ્યા નવ રહ્યા રે છાના, મનના ભાવો છેક.
શુદ્ધિ આવતાં રે, કર્યાં કુલદીપક બાલક દૂર;
કેશિનીને કહ્યું રે, 'એ સદૃશ મુજ પ્રજા મધુર.
તાદૃશ નિરખી રે, સહસા મનમાં ઉપજ્યો સ્નેહ;
વિકલ તેથી થઇ રે, અયોગ્ય આચરિયું કઇ એહ.
શિશુ લઈ સંચરો રે, નહિ તો દુર્જન મુકશે દોષ;
અહિં અતિથિ અમે રે, અમપર કરશો મા, કોઈ રોષ.'

૧ ભગવાં. ૨ જટાવાલી, બ્રહ્મચારિણી. ૩ થાકથી મૂર્છા પામેલી. ૪ ઇચ્છાવાળી.

* સોરઠા—બાહુક! દીઠો કોય, ધર્મજાણ આગલ કદા
ત્યજી સૂતી સતીને સોય, વનમાં મૂકી ચાલ્યો ગયો.

આપ્તકામા દમયન્તી, જેમ ઉદિત શીતાંશુ(ચંદ્ર)થી રાત્રિ શોભે તેમ વિરાજતી હવી.* (અ. ૭૬)

રાત્રિ ગાળી નલરાજા અલંકૃત થઈ દમયન્તી સહિત ભીમ પાસે દેખાયો અને શ્વશુરને[1] નલે અભિવાદન કર્યું, પછી દમયન્તી પણ પિતાને વંદી. ભીમે પણ પુત્રવત્ પરમ મોદવડે તેનું ગ્રહણ કરી યથાયોગ્ય પૂજી આશ્વાસ્યો. પછી નલને આવ્યા દેખી નગરમાં જનનો મહા હર્ષજ સ્વન[2] થયો. રાજમાર્ગ સિક્ત[3] અને સ્વલંકૃત થયા. બાહુકના વેશમાં નલ હતો તેનો દમયન્તી સાથે યોગ થયો, એ સાંભલી ઋતુપર્ણ પણ હર્ષ પામ્યો. અને નલપાસે ક્ષમા માગી......કહ્યું કે:-'મારે ઘેર અજ્ઞાતવાસ આપ વસતા ત્યારે મેં તમારો અપરાધ કર્યો નથી, તો પણ કદાપિ બુદ્ધિપૂર્વક વા અબુદ્ધિથી કંઈ અકાર્ય થયાં હોય તો ક્ષમા કરવા યોગ્ય છો.'

નલ ઉત્તર દે છે કે:—'હે પાર્થિવ! આપે સ્વલ્પ પણ અપરાધ કર્યો નથી......આપ પૂર્વથી મારા સખા અને સંબન્ધી છો અને હવે પછી તો બહુ પ્રીતિને યોગ્ય છો. સર્વ કામ પામી આપના સમીપે હું સુખથી વસ્યો છું. જેવો તમ ગૃહે સદા હતો તેવો સ્વગૃહે ન હતો. આપનું આ હયજ્ઞાન છે તે આપ લો.' વિધિપૂર્વક અશ્વતદ્દય આપી અક્ષતદ્દય નલે લીધું. ઋતુપર્ણ સ્વપુર ગયો. (અ. ૭૭)

(નલ સ્વદેશ જઈ રાજ્ય પાછું જીતી લે છે.)

નલરાજા કુણ્ડિન નગરમાં એક માસ રહી પછી ભીમની અનુજ્ઞા લઈ, એક રથ, શોલ હસ્તી, પંચાશ હય, અને છસો [4]પદાતિના, અલ્પ પરિવારસાથે નીકલી ત્વરાથી નિષધ દેશમાં આવ્યો. પછી પુષ્કરપાસે આવી નલે કહ્યું કે:-'ફરી દ્યૂત રમીએ. મેં બહુ

---

*ગીતિ—અન્તાચકા જ ખાતું દુઃખ ઉછલ્યોં આવ્યું પામતું નાશ
વક્ત્ર પતિઉપર મૂકી શુભાનના અતિ મૂકેછ નિઃશ્વાસ.
પતિ પામી દમયન્તી થઈ પ્રફુલ્લિત સુવર્ણોની સુમનહરા
જેમ જલપામી ખીલે અર્ધ ઉગેલાં તૃણવતી જ વસુંધરા.

ઈન્દ્રવજ્રા—થૈ નષ્ટકષ્ટા મન અર્થ પામી, આનંદ વાધ્યો સતી દુઃખ વામી;
વૈદર્ભી શોભે નલ પામી આજે, ચંદ્રપ્રકાશે જ્યમ રાત્રિ રાજે.

૧ સસરા. ૨ શબ્દ. ૩ સુગંધી પદાર્થ છાંટેલા. ૪ પાયદલ.

વિત્ત મેલવ્યું છે. દમયન્તી, અને મારૂં જે જે અન્ય છે તે મારો સંન્યાસ,[1] અને રાજ્ય તે તમારો સંન્યાસ. ફરી દ્યૂત ચલાવવા મારી નિશ્ચિતા મતિ છે માટે પણમાં સર્વસ્વ અને પ્રાણ પણ મૂકો. પારકું રાજ્ય કે વસુ જીતીને પછી પ્રતિપાણ[2] દેવું એ પરમ ધર્મ કહ્યો છે. જો તમે દ્યૂત વાંચ્છતા ન હો તો યુદ્ધદ્યૂત પ્રવર્તાવો. અથવા તમારા અને મારા દ્વૈરથવતે[3] આપણી શાન્તિ થાઓ. કારણ કેઃ–

"वंशभोज्यमिदं राज्यमर्थितव्यं यथा तथा ।
येन केनाप्युपायेन वृद्धानामिति शासनम्" ॥ ९ ॥

'વંશપરંપરાથી ભોગવવા યોગ્ય રાજ્ય ગમે તે પ્રકારે સંપાદન કરવા યોગ્ય છે એમ વૃદ્ધોનું શાસન છે.' પુષ્કરે આત્મજય[4] માની દ્યૂત અંગીકાર કર્યું. અને કહ્યું કેઃ–'મારા હૃદયમાં નિત્ય દમયન્તી છે તેને જીતીને કૃતકૃત્ય થઈશ.'

પછી પુષ્કર નલનું દ્યૂત પ્રવર્ત્યું. અને એક જ પાણવડે[5] નલવીરથી પુષ્કર પરાજિત થયો. પુષ્કરને જીતિ હસતો નલ કહે છે કેઃ–'આ સર્વ હતકંટક અને અવ્યગ્ર રાજ્ય મારૂં છે. વૈદર્ભી તો જોવાવા પણ તારે શક્ય નથી. હે મૂઢ! સપરિવાર તું તેના દાસત્વમાં આવી ગયો છું. હું જે પૂર્વે જિત થયો તે તારૂં કર્મ ન હતું, તે કલિનું કર્મ હતું. માટે પરકૃત દોષ હું તારામાં "